# ખુબસુરત ગાયનમાળા.

## ભાગ ૧ થી ૧૨



કીમત રૂ. ૦-૮-૦



[illegible] —અમદાવાદ.

# ધી ન્યુ ફોનોગ્રામ

ખુબસુરત

# ગાયનમાળા.

## ભાગ ૧ થી ૧૨ સુધી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર મંગળદાસ જોઈતારામ શાહ

રીચીરોડ—અમદાવાદ.

આવૃતી ૧ લી. પ્રત ૪૦૦૦

સંવત ૧૯૮૨ સને ૧૯૨૬

કીં: ૦—૮—૦.

# બુકસેલર મંગળદાસ જોઇતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.

| | | |
|---|---|---|
| વસંત અને ગુલાબ અતી ચમત્કારી વાર્તા | | ૦–૮–૦ |
| ચતુર સુંદર ભાગ (૧–૨૪) | કી. | ૦–૧૨–૦ |
| સુર્યકુમારી નોવેલ | કી. | ૦–૧૨–૦ |
| દેવતાઇ પલંગ | કી. | ૦–૮–૦ |
| સંત સમાજ ભજનાવળી | કી. | ૦–૧૨–૦ |
| હોથલ પદમણી | કી. | ૦–૮–૦ |

તમામ જાતનાં પુસ્તકો છપાવી પ્રસીધ્ધ કરનાર

**બુકસેલર મંગળદાસ જોઇતારામ.**

રીચીરોડ—**અમદાવાદ.**

અમદાવાદ પાનકોરના નાકા,
**મનહર** પ્રિન્ટીંગ પ્રેસમાં.
મોતીલાલ ગણપતરામે છાપી.

# ધી ન્યુ ફોનોગ્રાફ.

## ખુબસુરત ગાયનમાળા

### ભાગ ૧ લો.

---

મહાશ્વેતા કાદમ્બરી—રાગ—ભજન

રામ ભજ તું પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાગશે (૨)
"બોલો રામ સીતારામ" પંખીડા તું જો વિચારી
કર્મ તારાં લે સંભારી, વાસના નઠારી તુને રૌરૌ નર્કે નાંખશે—રામ
મુઢ તેં મતિ વિસારી, મતિ તેવી ગતિ તારી,
ઉડજે સંભાળી તારી કંચનની કાયા થશે—રામ.

નરસિંહ મહેતો—

વાલા વેગે આવોરે દયા દીલે લાવો રે, બીડું મારી બાજવાહોજી
નહીં આવો તો છાનાં ઉઘાડું બધાં છીદ્ર............વાલા
આહેરડામાં ઉછર્યાં ગોવાળીઆમાં વાસ
કાંધે કાળી કામળી માગી પીતા છાશ,

માતા કેદે મુકીયાં.પુરો મારી આશ.હું રાખું તમથીહાવોરે.બીડું.

એ માના બે બાપના નકટા નિર્લજ બાળ

મહી માખણના ચોરટા કંસ તણા હે કાળ.

સોડ તજે રાધા તણી હરિજન આપે આળ ધીગ વેગે.

ધાઓરે...........બીડું.

દ્રૌપદી—

સામળીયાજી કરજો મારી સહાયરે

વાહલા ગરૂડે ચડીને વહેલા આવજોરે

શ્યામ સલુણા સુભદ્રાના વીર

આ દીન બાળાની લાજ દયાળુ રાખોજોરે

છોગાળા છે વાત છેલી નથી કોઈ મારૂં બેલી

વાહલાતુંજ ગુણની ઘેહેલી—દાસી દુઃખમાં ડુબેલી

દુઃખીની દાદરે ફરીયાદ અંતર લાવજોરે........વાહલા

સાખી { કૌરવ કર્મ ચંડાળ દુશાઃશન નીરદય અરે
જોતાં પાંચ ભર્તાર પાપી પટકુળ તાણતો

વારે આવોને દયાદીલ લાવોને

નાથ છું અનાથ તારી ભરોસો છે ભુદર ભારી

જેવી તેવી છું તમારી વાલા દેશો ના વીસારી

હેતે હળધરજીના વીર આવી ઉગારજોરે........વહાલા

## વીરાટ પર્વઃ—ભજનઃ-

કાયા માયા કોઇકી નાહીં ભાઇ,સબ કહેતે હય અપની—અપની
સત્યુગમેં ભયે હરીશ્ચંદ્ર રાજા સત્યકી સત્ય કહી,
એક સત્યકે કારણે ઉન્હેં, કાયા બુચ દઇ—સબ કહેતે
ત્રેતામેં રાવણ ભયો રાજા, કંચન કોટ સહી
એક લક્ષ પુત્ર સવા લક્ષ જ્ઞાતિ, વાકો લકડી નાહીં મીલી સબ
પ્રાણ વાયુ જબ ઉડ ગયા તનસે, માયાભી મીટ ગઇ,
ઈસ દુનીઆમેં વોડીનુર ભૂલા, જીસને કાયા અપની કહી—સબ

## વીણાવેલી —: મીથ્યાભીમાન :—

અરે શું માનવનો અભિમાન, પલકમાં ટળી જશેરે,
ખરે જેમ પીપળ ઉપર પાન—પલકમાં ખરી જશેરે.
પલકમાં ખરી જશેરે—માટીમાં મળી જશેરે—અરે.
ઘડી જીવતરમાં ઘડી એક સુખની ના........રે નથી;
મૂઢ મમતમાં તોયે મરતા આ આ............રે મથી;
પામર નર નાદાન........અરે શું,

કાયા કલેવર કારમું છે ગંદકીનો ઘાડવો.
સમજુ જને સમજી જઈ અભિમાનને વણસાડવો,
અભિમાન ફણિધરને નહિ દુધ પાઇને પે'ધાડવો,
રાવણ સરિખા રાજવીએ લીધો નથી કંઈ લાડવો.

સરદારબા—

બંસીવાલા આજો રે મારે દેશ,
થારી સાંમરી સુરત પ્યારો બેસ—બંસી૦
આવન આવન કહે ગયોજી, દે ગયો કોલ અનેક,
ગિણતાં ગિણતાં ઘીસ ગઈ મોરી, આંગળીયારા રેખ
સાંવરીઆ, રસીલા, સલુણા, પીયાપે' જીયામે' કરૂં એ નીસાર
રમતો જોગી પ્રેમ કેરે પ્રેમ હમારો દેશ
દુધ નહીં પાઈ પીયુડી, તબ લીનો આ બેસ—થારી

સુકન્યાસાવિત્રી—

લાગી લગન મને તારી, ઓ લલના ! લાગી !—(૨)
સૂરપતી ! મતી શું વિસારી ! ઓ લલના !—લાગી
સુંદરી સચિથી, અધીક સુખ આપું
પટરાણી કરી સ્થાપું, ઉથાપું ન વચન મનોહારી—ઓ—

કંસ વધ—

કાનુડા તારી કામણ કરનારી વૃજમાં વાંસલડી વાગી,
પીડી ને વળી મોહક, મન વશ કરનારી—વૃજમાં.
મન વશ કરનારી, સ્વર સુણતાં લાગે સુખકારી;
હું ઘેલી, (૨) તમ વિણ થઈ છું ગીરધારી—વૃજમાં

અરૂણોદય—આબાદીનો ઉપાય;—

ચાહો જો ભારતનાં સંતાન, જગતમાં ભારત આબાદી,
તમે અંગે ધરો ખાદી.

દેશ ઉદયની તજો નિરાશા, હવે બનો આશાવાદી;
વિદેશી તમે મોહ તજ્યા નહીં, દેશની બરબાદી;
કલંક કાળાં દુર કરો એ; પાવનકર પહેરો ખાદી;
"આ દેશ ભારત વર્ષ છે, જ્યાં પ્રથમ અરૂણોદય થયો"
અસ્તાચળે તમ ભાગ્યનો ભાનુ અરે આજે ગયો,
"પ્રાચીન કળા મંદીર તમારૂં તેજ હીણુ દેખાય છે"
કારણુ તમારી સંપત્તિ પરદેશમાં વહી જાય છે.
લોકમાન્ય વીર વ્રતની, કંઇ ધરો ઉરમાં યાદી,
તમે અંગે ધરો ખાદી.

## સંસાર નૌકા—

શ્યામ ઝુલે હીંડોળા કુંજન બનમેં ! કુંજનબનમેં મધુબનમે
લતાએં પુષ્પોકો. ઝુલેમેં કયા ઝુલાતી હંએ ?
પવનકે ઝોંકોમેં કયેસી સુગંધ આતી હંએ ?
ચમનમેં ઝુકાતે શાખેં સમા દીખાતી હંએ ?
મદનકો ગોદમેં લેકર, એહ સબ રમાતી હંએ ?
બસ આઇ સાંવરી સુરત એહ નયનમે ?— શ્યામ.

## બોડાણો—

કબીર ભજન

તારી ધીરી ગાડી હાંકોરે, મેરામણુ ગાડીવાળા,
તારી મજરે ગાડી હાંકોરે મેરામણુ ગાડી વાળા.

ઘોડા છુટયાં થાનશે, પીછે પડી પોકાર,
દશ દરવાજા બંધ હુવા, તોબી નીકળ ગયા અસ્વાર-તારી
ગંગા કિનારે ઘર કરો, અને નહાવો નિર્મળ નિર;
આપ્યા વિના શું પામીએ, તે કહી દાસ કબીર-તારી.

## શ્રીભોજાભગત કૃત—:ચાબખો—:

મુરખે નાર કુભારજા આણી. એનું ઘર કર્યું ધુળધાણી-(ટેક)
પાંચ મણુની લાપસી ભરડી. મણની ભુંજી ધાણી;
ઘીના ઘાડવા ઢોળી નાખ્યા, કુવામાં નાખ્યા પાણી—મુરખે.
વાર પરબે વઢવાઢ કરેને, કલેશ કરે જાણી જાણી,
છોકરાંને માથે છણુકાં કરેને ચુંટીઓ લે તાણીતાણી—મુરખે.
ખરે બપોરે રસોઇ નીપજાવે ને રાતે જાતી પાણી;
છોકરાને મારી મારી સુવાડે, ઓલાવા રાત જાણી—મુરખે.
ટાઢું શીળું કંથ આગળ ઝાંસે. મરે જયારે ભુત તાણી.
સાંજ પડે ઘેર ભટકીને આવે, ઉપર જતાં ંક્ષાણી—મુરખે.
પટીયા પાડી આંખ આંજી આથડે સાસરે પીયર ન સમાણી
"ભોજો ભગત" કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાર શીદ આણીમુરખે.

## ઉદયભાણુ.

ટાળ્યાં નહીંરે ટળે લખ્યા જે લલાટે લેખ—ટાળ્યાં.
વાવ્યાં બીજ તે ફળે કરમે લખ્યું તે મળે—ટાળ્યાં.

દશરથ બાંધેલ તલાવડી, પાણી શ્રવણ ભરે,
ધર્મ કરતાં ધાડ થઈ, આંધળાં ઝુરે તો મરે—ટાળ્યાં.
રઘુવીર ચાલ્યા વનમાં, સીતા રૂદન કરે,
દુષ્ટ દગે સીતા લઇ ગયો, લંકા પળમાં બળે—ટાળ્યાં.
હરિશ્ચંદ્ર જેવો રાજવી, નીચ ઘર મજુરી કરે,
રાણી વેચી પરઘરે, વેળા ચાહે સો કરે.—ટાળ્યાં.

બુદ્ધદેવ--

ફુલની પાખડી લ્યો પ્રાણ, ગણી અંતરની ઓળખાણ—ફુલની
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નગિના પરિમલ ભીના મનમાન્યા મહેમાન—ફુલની
આજું શું કહીએ એ સમજીને, સખી નયનના ભાણ,
વિમળ કમળ આ સરોવર જળનું. ભોગી ભ્રમણ સુજાણ ફુલની.

હૃદયભાણ....

બોલો મારા પ્રેમીપોપટજી,બોલ બોલો બોલો બોલો મેનાબોલાવે
ડોલો રંગ રસીયાજી ડોલો જરી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે,
મેના તારાં વચનની વીણા લાગી, લાગી લાગી લલીત લેહ લાગી,
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો—
ચતુર સુજાણ સીતા રામ ઉચરાવો......................બોલો.

પોપટજી પાંજરૂં સોનાનું સજાવું, લાડીલી હું લાલચુ નથી
કે લલચાવું.
સોને રૂપે શું ભીડ ભિતરની ભાગી...............લાગી
રૂડા સુડાને રંગે રમાડું, પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું,
ભાવના ભુખ્યા તમે શું ભાવી ભાવના ભુલાવે ?—બોલો

## મીરાંબાઇ—

રાગ—ભજન.

કાનુડો શું જાણે મારી પ્રીત, બાઇ અમે બાળ કુંવારારે—કા
જળરે જમુનાનાં અમે ભરવા ગયાં તરે, કાનુડે આવીને
છાંટયા નીર, ઊડયાં છરર-રરરરે—કા.
શેરીએ ને શેરીએ અમે રમતા. ને ભમતાંરે કાનુડે આવીને
ફાડયાં ચીર, ફાટયાં ચરરરરરરરે—કા.
વૃંદા તે વનમાં વ્હાલે, રાશ રમાડયાંરે, કાનુડે તાણીને
માર્યાં તીર, વાગ્યાં અરરરરરરરે—કા.

## મીરાંબાઇ—

ભજન

બલીહારી રસીયા ગીરધારી. સુંદર શ્યામ હો તજી તમને
મથુરાના વાસી આવા ન બનીયેજી.
વાંસલડી વાગી એવા ભણકારા વાગે વૃજ વાટ લાગે મનેખારી
સુંદરશ્યામ હો તજી અમને,મથુરાના વાસી આવા ન બનીયેજી
જમનાનો કાંઠો વ્હાલા ખાવાને દોડેછે, અકળાવી દેછે મુનેભારી

વૃંદ્રાવન કેરીશોભા તમનીશુ અમનેતે,વ્હાલાનવ લાગે હવેસારી
ગોવરધનતોળ્યોવ્હાલા, ટચલીઆંગળીયેનેઅમપરઢાળ્યોગીરધારી
મીરાંબાઇકહે પ્રભુગીરધરના ગુણ વ્હાલા શુદ્ધપ્રભુ લેજો માહારી
સુંદરશ્યામ હો તજી અમને મથુરાના વાસી આવી ન બનીયેજી

કંસવધ—

ગરબો.

જમુનાને તીર જાદુવાલે, સખી બંસરી બજાવી,
ચોરી મને બહાવરી બનાવી.
ભુલાવી મારૂં ભાન સાન કહાન ગયો હાં હાં,
મને મોરલીએ મોહ ઉપજાવી. જમુના૦
સાખી સુંદર છબી જોઇ છેલની, ઉપજી અંતર પ્રીત,
નટવર ગીરધર શ્યામમા, ચોટયું મારૂં ચિત.
નયન નેહે નચાવ્યાં વાલીડે સખી મુખ મલકાવી
છુપી છુપી છબીલે કરી સાન, મને લીધીરે લોભાવી.
ન ભાવે ખાનપાન નિંદ ન આવે હવે, લગની લાલાએ
પ્રેમની લગાવી.
સાખી વીરહ થકી વીંધાયલું, અંતર અતી અકળાય;
બળગો રહે અલ બેલડો શું સખી ઉપાય કરૂં. જમુના—

સતી તારલ— : ભજન :

જેસલ કરીલે વીચાર માથે જમ કેરો માર,
સ્વપ્ન જેવો રે સંસાર તોળાઈ કરે છે પોકાર,

આવોને જેસલરાય આપણે મળીયે,
ખરા સંત હોયે ત્યાં જઇ ભળીયેજી.
આ ભવ આવીયો અવતાર માગે સદગુરૂ ધાર,
જાવું ધણીને દરબાર બેડલી ઉતારે ભવ પાર—આવોને૦
મોતી એરણમાં ઓરાય માથે ઘણ કેરા ઘાય,
ફુટે ફોકટીઆં કહેવાય, સાચાની ખરે ખબર્યું થાય-આવોને
નવલખ કોથળીયો બંધાય ત્યારે ગાંધીડો કહેવાય,
હિરા માણેક હાટે વેચાય. તેનાં મુલ મોઘેરાં થાય,—આવોને
નિત્ય નિત્ય ઉઠી ન્હાવા જાય કોયલા ઉજળા ન થાય,
બેટા ગુણીકાનો તેતો બાપ કોને કહેવા જાય—આવોને
દેખા દેખી કરવા જાય, એ નર અધુરીયા કહેવાય,
હાથમાં દીવો લઈને છતી આંખે કુવે પડવા જાય—આવોને
એવી ચાર જુગની વાણી સતિ તોરલ દેવી ગાય. આવોને૦

## નરસિંહ મહેતોઃ

હવે મને હરી નામથી નેહ લાગ્યો
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યોરે—હવે મને.
માયા મંદિર મારા મનથી બેં મુકીયાંને ઇન્દ્રીની ઓળખાણ મુકી
હેમ હીરાથી હાર મઢેલા તે ઉપર ચાલ્યો મુખે થુકીરે
....હવે મને
કોના સુત તાત કોના માત ને ભ્રાત સરવે સ્વારથનાં સગપણરાખે
પ્રાણ ગયા પછી પાસે ન આવે કઢે કાઢો મુખે ભાખેરે—હવે.

## ભાગ પહેલો સમાપ્ત

# ભાગ બીજો.

## સુકન્યા સાવિત્રી.

યમ—શા માટે શ્રમ કરે, સતી ! તુજ પતિ ભક્તિ સાચી (૨)
હવે પુત્રી ! વળ તું પાછી (૨)
સાવિત્રી–સજ્જન કેરા સાથમાં મેં ડગ ભરીયાં સાત,
મિત્ર ભાવે સુણજો હવે, દીન વનિતાની વાત.
ધર્મ જે વેદપુરાણે ભણીઓ. મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીઓ,
કૃપાનાથ ! મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨)
વળું મહારાજ ! કયમ પાછી (૨)
યમ–સુણી વિવેક ભરી મૃદુ વાણી,થયો પ્રસન્ન અતિમન શાણી!
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી (૨)–હવે.
સાવિત્રી–"મહારાજ ! મારાં અંધ સાસુશ્વર આંખે દેખતા થાય
યમ–તથાસ્તુ" ભાગ્યવતી ! તું અતિ દૂર આવી;
થાય કોથી મિથ્યા નવ ભાવી—શા માટે.
સાવિત્રી–પતિ સમીપ શ્રમ નહીં જરી, જયાં જાએ મમનાથ;
તપ વ્રત આપ કૃપાવડે ત્યાં આવું તમ સાથ.
સંગત સજ્જન તણી નથી સોંઘી, મૈત્રી સંત પુરૂષની મોંઘી
કૃપાનાથ ! મમ પ્રાણનાથશું, રહી વૃત્તિ રાચી (૨)વળું મહારાજ
યમ–અર્થ યુક્ત સંભાષણ તારૂં, બુદ્ધિમાં વૃદ્ધિ કરનારૂં.
સત્યવાનના જીવિત વિના કંઈ, ઈચ્છિત વર યાચી–હવે

સાવિત્રી–મહારાજ ! મારા બુદ્ધિશાળી સસરાજીને પામું.
રાજ્ય પ્રાપ્ત થાય.

યમ—" તથાસ્તુ " ઉત્તમ વર બે આપ્યાં ભાવે:
હજી પ્રેમદા પૂઠળ આવે–શા માટે.

સવિત્રી–સુપાત્ર જન કરતાં કદી સુપાત્રનું સન્માન;
સાધુ તો દુશ્મનતણું પણ સાધે કલ્યાણ.
સતપુરૂષોની સમાન દૃષ્ટિ, દયા તણી વર્ષાવે વૃષ્ટિ;
કૃપાનાથ ! મમ પ્રાણનાથશું, રહી વૃત્તિ રાચી (૨)–વણુ

યમ—શીતળ વચન સુધાસમ તારાં, તૃષા તૃષાતુરની હરનારાં
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી–હવે

સાવિત્રી—" મહારાજ ! મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર,
મારે સો ભાઈ થાય."

યમ—" તથાસ્તુ " સાસરીયાંનું માન વધાર્યું;
પિયર તણું પણ કાજ સુધાર્યું–શા માટે.

સાવિત્રી–પર દુઃખે દુઃખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ;
ભરૂંસો ભારે સંતાનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે. સજ્જન ઘર પૂછતું સૌ આવે
કૃપાનાથ ! મમ પ્રાણનાથશું, રહી વૃત્તિ રાચી (૨)–વણું.

યમ–મધુરાં નવિન વચન સંભળાવ્યાં, અતિશય તે મારે મન ભાવ્યાં
સત્યવાનના જીવિત વિન કંઇ, ઇચ્છત વર યાચી (૨)–હવે

સાવિત્રી–"મહારાજ ! મને મારા સ્વામીથી ઔરસ સો પુત્ર થાય
યમ–"તથાસ્તુ" ઘટે ન થાવું અતિવર લોભી;
તજી મુક હવે જા અહિં થોભી–શા માટે.
સાવિત્રી–સ્વધર્મ વ્હાલો સાધુને, જે નવ ચુકે લગાર
સાંપ્રત ભુત ભવિષ્યની ગતિ તણા આધાર.
સજ્જન ફરેન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી.
કૃપાનાથ મમ પ્રાણનાથ શું રહી વૃત્તિ રાચી (૨) વર્ણું
યમ–અમુલ્ય તારાં વચન વિચારી, વાધે તુજમાં ભક્તિ મારી;
ભગવતી ! છેલ્લું ઉત્તમ અનુપમ ઇચ્છિત વર યાચી (૨)હવે.
સાવિત્રી–પુત્ર તણું મુજને દીધું. પ્રભુ આપે વરદાન;
જીવતદાન દઈ જીવવાને, સત્ય કરો ભગવાન.

## સતી અનસુયા—

અહો બ્રહ્મનાદ ગાજે. શો બ્રહ્મનાદ ગાજે
રૂડો રાસ રચ્યો આજે બ્રમાંડમાં (૨)
અનેક રૂપે રાચીએ અનંત કોટી અંડમાં—શો
સાખી–બીજે રૂપે રહી વૃક્ષમાં પીયે ભુમી રસ સાર
ભુતળ હળે ઉંડા જળે પણ વસીએ નિરધાર
દેહ ભુત માંહી દેવરૂપે મનાઇએ
તેજ માંહી તત્વ બની તેજમાં સમાઇએ
શુન્યમાંહી શબ્દે છવાઈએ. શો૦

સાખી—સ્વર્ગ મૃત્યુ પાતાળમાં સ્થળ એવું નહી કોઈ
કરીએ ક્રીડા નવ અમે અણુમાં પણ અણું હોય
અનેક રૂપે રાચીએ અનંત કોટી અંડમાં—શો૦

અલિરાજા—

મારી સજની, તું કયાં રમી આવીરજની સાચું બોલ, બોલ,બોલ
શાણી સૈયર તું શીદને આળ ચઢાવે કેડો છોડ, છોડ, છોડ ?
કમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી,
પરસેવો તને કયાં વળ્યો; તારી ભમ્મર કયાં ભી જાણી—સાચું
કાળો ભમરો શીરપર બેઠો; ઉડાડતાં ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ મારી ભમ્મર ત્યાં ભીજાણી—કેડો.
કસ્તુરી તારા અંગે મ્હેકે; કુસુમ કળીના હારો
નયન રહ્યાં છે નાચી નવેલી, મળીઓ કોણ ઠગારો—સાચુ.
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળો,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો.

એકજ ભુલઃ

અજબ છબીલી તારી, ગજબ ખુબી છે લલચાવ્યો લટકાળો.
જોઇલે, જોઇલે, જોઇલે આ ચપળ નયનનો ચાળો—અજબ

સાખી

આ ગાલની લાલી ઉપર, બુલબુલ મરી મરી જાય છેઃ
આ વ્હાલની પ્યાલી ઉપર મુજ મન ઠરી ઠરી જાય છે.

આ વાંદરાને વાંદરીનો ખેલ અહીંયાં થાય છે,
ભાઇ આમ બૈરી જોઇને દુનિયા દિવાની થાય છે;
અંગને મરોડે પાડે પરવશ પ્રાણુ એ તો—જોઇલે.

એકજ ભુલ—

બાપુ પૈસાનો જોઇ ચળકાટ, મોહમાં ભુલશો માં,
જોઇ ખોટા ગીલીટનો ઠાઠ; ડહાપણે ડુલશો માં.
લક્ષ્મી મળે કે લાલચુડા તરત આવી ભરાય
ખોટાં વખાણુ કરીને, ખાલી ફોલી ખાય છે.
વળી વારસા હિસ્સાના કજીયા કોરટોમાં જાય છે
સોલીસીટર બારીસ્ટરનાં ખીસ્સાં તાજાં થાય છે.
જીતે તોયે મળે ઉની રાખ, એવી જીતે ફુલશો માં—જોઇ
આને ઠગું આને લુટું એવા વિચારો કરાય છે;
ધન આવ્યું તે રહેશે કે નહિ. એ ફીકરમાંજ ફરાય છે
સટ્ટા અને વળી રેસમાં જઇ; વગર મોતે મરાય છે.
વળી જાય વંઠી દીકરા ઘેર ઘેર હોળી થાય છે;
એવી માયા નચાવે જેમ તેમ બાપુ ઝુલશોમાં—જોઇ

એકજ ભુલ

મને સોળીને ભરમાવીરે માં, કેમ કરૂં ?
અણુસમજુને ફોસલાવીરેમા; કેમ કરૂં ?

મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે,
મારૂં દીલ લલચાવે, મેલો ગરજી;
પ્યારી કહીને બોલાવે, એના પાસે કેમ ફાવે?
એ તો સાંભળે ન એકે મારી અરજી.
છાતી....માતો, અરરર રરરર અરરર રરરર થાયરે—મા.
એના મોઢાની મીઠાશ, એ તો જાણે નાગ પાશ,
પછી હોય કે ન હોય મારી મરજી,
કરે પરાણે એ પ્રીત; એતો ક્યાંની હશે રીત?
થઇ બેસે છે ધરાર મારો વરજી!
છાતીમાં તો થરરર રરરર થરરર થાયરે મા કેમ કરૂં?

## ભર્તૃહરી— રાગ આશાઓડી.

કામ છે દુષ્ટ વિકારી અહા પ્રભુ! કામ છે દુષ્ટ વિકારી
ઇંદ્રસમાન પતિ અતિસુંદર, અશ્વપાલથી છે યારી, અહાપ્રભુકામછે
ત્રણસોને ત્યાગી એકનેજ ચાહે, તેના ચિત્તમાં છે જારી છીનાળી;
ધીક બાઈતુજને ધીક તારી બુદ્ધિ, વિપરિત વાત વિચારીઅહા

## ભર્તૃહરી-ભજન-ઝીંઝોટા.

છોડદે અભિમાન માન, અબ તો માનવા, મેરા—છોડ
રાજપાટ સબ જુઠે જાનો, ક્યું તુમ હોત હેરાન
નારી પ્યારી નહીં હે તેરી, મત કરના ગુમાનઃ—માન

જુઠી પ્રીત જગતની દેખી, મત ભૂલે નાદાન;
બાહીર રંગ રૂપકું દેખી મત હોના ગુલ્તાન—માન
ચલ જંગલમે ભેખ ધરેંગે, તજી જગત તોફાન;
જગત સ્વપ્નસેં જાગૃત હોના, ગુરૂસે લેના જ્ઞાન—માન

## ભર્તૃહરી— રાગ લાવણી.

દેખા નહીં કછુ સાર જગતમેં દેખા નહીં કછું સાર,
મોહબતસે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર;
ચૌદ ચોકડી રાજ મીલે પન, ત્રષ્ણુકા નહીં પાર,
ભોગ ભોગતે ઇંદ્ર અપસરા, તૃપ્તી નહીં લગાર (૨) જગત
જુઠા રંગ રૂપમે ભુલી, કીટા કરત ગમાર;
રૂપ વીર્યબલ નાશ હુવા તબ નહીં હે અપની નાર (૨)જગત૦
પ્યારી મેરી જાની પીંગલા, ડુબ રહા એક તાર;
તોભી કીયા કૃતઘ્ની રાની. અશ્વપાલકું યાર (૨) જગત૦
અલ્પ બંખતકા એહી તમાશા, દુઃખ હે અપરંપાર,
બેશક ઇસકા ત્યાગ કરો તુમ ફેર પસ્તાના યાર (૨) જગત
એહી ભરથરી નાર ભઇસે ભુલી હુવા ખુવાર
એહી લેખશે જગત શીખ દઉં નવ ડુબો સંસાર,
નવડુબો સંસાર—જગતમેં દેખા નહીં કછુ સાર.

## એકજ ભુલ—

સીખાવો હૃદય દેવતા મને મનથી દઇ બિસારી

હું તો રહીશ તમારે વિરહે જોગન બાળ કુંવારી—સીધાવો૦
સુખનાં સ્વપ્નાં વહી ગયાં, પાછળ રાત અંધારી,
કોને આધારે હું જીવું, એકલી અટુલી નારી—સીધાવો૦
જીવન અર્પ્યું આપ ચરણમાં, એ ઉપહાર સ્વીકારી,
કદી યાદ કરશો તો માનીશ; સફળ ગતિ થઇ મારી—સીધાવો

## ભર્તૃહરી— રાગ મરેશીયા,

હાય કેમ સહેશે ઉજેની રંડાપો, ઘણી થઇ છે રાજાજી
માફ રાખો—ટેક૦
બાણુ લક્ષ માળવાના છો સ્વામી કામ કોડીલા રૂપે ન ખામી
સારે અંગે ભભુત શી જામી રે, હાય કેમ આ—
એક બાજુ કૃષ્ણા તમારી રૂએ, ચંદ્રકળા બોધારા નીર ચુએ,
બાપુ સુખે ન આજ કોઇ સુએરે—હાય૦
મહેલ મહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયો છે,
કપાકળતાં ભાઈઓને ભાઇઓ છે રે—હાય૦
ખાંધે લટકી શી ભગવી ઝોળી, આવ્યા વસ્ત્ર ક્યાં ગેરૂ ઝબોળી;
હાય હઇડામાં પ્રગટાવી હોળી રે—હાય૦
નથી વિક્રમ ભાઈની કંઇ આશા; કીધા કરમે એવારે તમાશા;
એણે બીજા જંગલ ક્યાંઈ વાસ્યાંરે—હાય૦
ધણી નોધારાં અમને કરોમાં, આવું અણધાર્યું પગલું ભરોમાં;
જોગી જીવતાં ચિતામાં ધરોમાંરે—હાય૦

## ભર્તૃહરી.

પિતાજી આ કોપ તમે શો કર્યો, જોગી વેષ બાપુ શીદને ધરો
મરી ગઇ છે માત અને વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત,
લડાવશે લાડ મને પછી કોણ !
પ્યારી પુત્રી આવે બા ? કહેશેજ કોણ ?
કુંવારી હું છું તમારી સુતા !
વરાવી નથી કીધાં ભગવાં—પિતા.
ન બાપી કરી બાપુ જાશો નહીં,
પિતા પાછજ નહીં જીવું હું તો સહી—પિતાજી.

## બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ—રાગ, ભજન—

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે,
ધર્મ વૃત્તિએ ધરણીધરનું, ધ્યાન પ્રિતિથી ધરવા દે.
અધર્મપણાને અલગ રાખી, ભંડાર ભક્તિના ભરવા દે,
નટવર નામનું નાવ મળ્યું છે, તો ભવસાગર તરવાદે !
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવા દે—વિષય૦

## બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ.

દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા, દાસ પરે દયા લાવોરે—ટેક
સંસારી સંબંધ તોડી જીવ આપ ચરણે જોડી,
હું તો બની બેઠો' બાવો બાવોરે—દયાળુ.

આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથાં ખાઉં,
વા'રે અવિનાશી આવો આવોરે—દયાળુ.

## બિલ્વમંગલ ઉર્ફે સુરદાસ.

તારાં વચનો સારાં, સ્નેહે સાંભળતાં
શાન્તિ પામ્યું છે મન મારૂં રે આજે૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી
ધન્ય ગુરૂ ચીન્તામણી, ધારૂં રે આજે !—આ૦
ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી,
થવાનું ત્વરાએ શુભ તારૂં રે શાણા—આ૦

## સરસ્વતીચંદ્ર—

શાંત સમાધી ધારી શું બેઠા, જાગો જોગી બાળા,
બ્હાર તમારે આવી ભીખારણ, ભોળી બિચારી બાળા,
ભ્રષ્ટ કલંકિત પ્રેમથી વંચિત, સંચિત પાપની શામા;
વરથી વિખુટી વચનની જુઠી, ભાગ્યની ફુટી ભામા !
"ત્યાગી ઘરચન વનમાંહી આવી, રાત અંધારી ઘોરરે,"
"ભવ જંગલમાં ભૂલી ભમું, ત્યાં મળ્યા લુંટારા ચોરરે."
"લુંટી શોભા સુખ અને લુંટ્યા સહુ શણગાર
અલગ થયા શું યોગી મ્હારા; અલગ અલખ જગાવો;
શરીર સળગતાં, શેશ વિભુતિ, અંગની અંગ લગાવો.

બુદ્ધદેવ                રાગ-ભજન.

સાર યા સંસારમાં ન જોયો, મેં બહુ રીતે તપાસતાં-સાર  આ૦
ધનધરા સુત તાતની  પ્રીતે, મોઘા અવસરને મેં ખો.
મૃગજળ પીવા કામ ન આવે વ્યર્થ ઇંદ્રજાળમાં હું મોહ્યો-મેં બહુ
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વૃથા મેં વગોવ્યો-મેં

સતી અનસુયા—

મેહમાન થયાં તમે મારાં સ્વીકારશો મેહમાની
મેહમાન કરે મેહમાની દુનિયા કહે દીવાની. (૨)
ધરી વસ્ત્રભૂષણ અંગે, કરો રમત ગમત અમ સંગે, (૨)
ઝુઝીયે મદનના જંગે—સ્વીકારશો મહેમાની. (૨)
જેવી નીર બિનાની સરિતા, તેવી વહાલા વીનાની વનિતા; (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની, દુનિયા કહે દવાની, (૨)
કંઠે ધરો કુસુમની માળા, પહેરો નીલમના હાર રૂપાળા  (૨)
શીર ઉપર મુગટ છોગાળા—સ્વીકારશો મહેમાની.
જેના પતી વસે પરદેશે, તેણે રહેવું સાદે વેશે,
બીજી વ્યર્થ બધી મસ્તાની, દુનિયા કહે દીવાની-મેહમાન,

સતી અનસુયા—

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી, કલાવી પટાવી પૂછો શું તમે
ફુલ સુંગધીવાળા રૂડાં, રંગે રૂપાળાં; તેની મીઠી સુગંધી કોને
ના ગમે ?

લીલાં પીળાં ઝાડ પાન ઉપર પંખી કરે ગાન,
રોજ કને સાંભળવાં કોને ના ગમે (૨)
વાહ, કેવી છે શાણી; બોલે મધુરી વાણી,
ડાહી હમર્દીના બોલ મારા મનમાં રમે--મારે.

# ભાગ બીજો સમાપ્ત.

# ભાગ ત્રીજો.

અનસુયા. રાગ—ભૈરવી

નહીં ચીજ કોઇ ગળી, ગરજ સમ નહીં ચીજ કોઇ ગળી:
માનવંતા નીજ માન મૂકી દુશ્મનને પડતા ઢળી—ગરજ.
બળીયા પણ નિર્બળને નમતા રાય રંક ઘર જાય,
સોંઘુ પણ મોંઘુ થઇ બેસે, કળા શકાય ન કળી—ગરજ.
સમાયાધીન થઈ ઝેર હળાહળ, પીવું અમૃત ગણી,
જઇ મહાસતીને શીષ નમાવો, જાય આપદા ટળી—ગરજ

બોલતો કાગળ—

ફુલણજી ફુવામાં ઝાઝા, ફુલ્યું ફુલ ફુલી કરમાશે.
ફુલી કરમાશે, ખીલેલું આખર ખરી જશે,
સરખા દિવસ ન ગયા કોઇના તેમ નહિ જાશે;
રેંટ તણી ઘટમાળ ભરાશે. ભરાઇ ઠલવાશે.

" ઉજણું એ સહુ દુઃખ " આજ અભિમાને દેખાશે;
જ્યારે પડસે કાળ ઝપાટો, ત્યારે સમજાશે.—

## સાચો સન્યાસ—

દેશનો જો ઉદ્ધાર ચાહો, થઇ સચેત વધો આવો સહુ—
જે પ્રજામાં આત્મશ્રદ્ધા છે જરી ના, તે શું પામે ?
બીજી પ્રજાઓ એને દબાવે માટે નિર્બળ દિલે ન થાઓ—

સાખી

જે દેશમાં જન્મ્યા થકી, આ ધાન્ય જીવન થાય છે,
જે દેશમાં પૂર્વજ તણાં પુણ્યો તણી સરિતા વહે,
જે દેશના ધન ધાન્યને, કીર્તિથી પોષાયા તમે;
તે દેશ કાજ સમર્પતાં, અચકો અરે કાં દેહને.
ખોયું નિજ ધન રોયે ન આવે
પારકી આશા સહાય ફસાવે
માટે હીન મટી સિંહ થાઓ —થઇ સચેત.

## એકજ ભુલ—

છે સદા સમય પાપેથી છુટવા શીદ ડરે નાદાન ?
શીદ ડરે નાદાન ? કંઇક તો સારી શીખામણ માન(૨)છે સદા
જેમ પાપથી ઝટકે માહી, દોડે તું ભૂલી ભાન,
તેમ પ્રભુને સહેજ પકડ્ય તો થાય પરમ કલ્યાણ—છે સદા

સાખી

આ મુસાફર શરીર છોડીને, છે મનનું મકાન
મનથી મરવું મનથી તરવું, મનપર રાખ નીસાન
કર્યું એટલું નાખ કુવામા, આજથી તજ તોફાન
માડય ચાલવા સીધે મારગેઆજથી થઇ સાવધાન–છે સદા૦

## મણિકાન્ત ગઝલ

દયાળુ દીકરીવાળા દયા વાંઢા પરે લાવો,
દુઃખી છે જીંદગી મારી કૃપાળુ કોઇ પરણાવો!
સુનું ઘરબાર મ્હારૂં છે. વિના નારી અકારૂં છે;
પરણવું પ્રાણુ પ્યારૂં છે, હવે ના લેશ તરસાવો?
સકળ લોકો કહે 'વાંઢો', ભરૂસો તેહનો છાંડો;
કહે છે લોક કે ગાંડો, તપેલાને નહિ તાવો!
સગુ ના કોઇ સંગાથે, અરેરે? રાંધવું હાથે;
વળી ઘરકામ તે સાથે કરૂં હું કેમ બતલાવો!
કડાકુટ ઘરતણી કરવી, નિયમસર નોકરી કરવી,
નથી નવરાસ બે પળની, કરૂં કોના પરે દાવો!
હ્રુદયની વાત કયાં કરવી, પ્રીતી પ્યાલી કહાં ભરવી?
ધીરજ તો કયાં સુધી રધવી? નિવેડો તેહનો લાવો?
પ્રીયાના સ્વપ્ન આવે છે, મને મોજી બનાવે છે;
પ્રભાતે તે સતાવે છે, દયા તો કોઇ દરશાવો?
પિતા સૌ દ્રવ્યને ચાહે, સુતા ધનકાજ વેચાસે;
અબળા કન્યા તણી થાસે, ઉગારો કોઇ અટકાવો.

પુરો પેસો નથી પાસે, અરેરે કેમ પરણાશો ?
કુંવારી જીંદગી જાશે, કરૂં હરરોજ પસ્તાવો.
સુતાનું દ્રવ્ય લેનારા, સુણો તમથી કસાઇ સારા;
તમોપર શ્રાપ છે મ્હારા, હૃદયને લાજ કૈં લાવો;
અહો ! કન્યા તણા વાલી ! પિલાવો પ્રેમની પ્યાલી;
અરેરે ! દુઃખ દો ટાળી, લઉં સંસારનો લ્હાવો !
વિનંતી આ સુણો મ્હારી, ગયો છું હામ સૌ હારી;
કરોને કોઇ ઘરબારી નહીં તો હું બનું બાવો.
કહે “ શંકર ” બિચારા રંકને ના હાદકો દેતું;
પિતા જ્યાં દ્રવ્યના લોભી, પછી ફરિયાદકોં લેતું !

## વિક્રમ ચરિત્ર—

કોઇ દુધ લ્યો દીલરંગી શોખીલા શાણા ઉમંગી—હાં કોઇ
૧ કેફી પીયે કસુંબલો, ગાંજો પીયે અણુધ.
દારૂ તો દીવાના પીયે. દાના પીયે દુધ —હાં કોઇ.
એક અમીરસ દેવનો બીજો રસ છે પ્રેમ
ત્રીજો રસ ગોરશ ભલો, પીધે કાયા હેમ —હાં કોઇ.
ગોરી ગવરી ગાયના ગોરાં મીઠાં દુધ,
હું પણ ગોરી ગોરડી, ગોરૂં દીલ છે શુદ્ધ —હાં કોઇ.
હેમ કટોરો હાથમાં, માંહી અમૃતસાર.
ચતુર હોય તે ચીંતવે શુણ ન સમજે ગમાર—હાં કોઇ.

## બુદ્ધદેવ

પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમાં હાં કોઇ
વિરહ અંગાર ઉઠે તનમાં અતિશય બળી રહી મનમાં—પિયુ
ખીલતી આ કુસુમની. ભોગી વિના કરમાય;
ઝુકતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ચ્હાય-પિયુ.
બાળા રસાળી અંતરે આકુળ વ્યાકુળ થાય,
નમ્ર નવોઢા નૌતમ રમણી, રસીક નરવર ચહાય.
હંસણી દુઃખી થતીરે કોમળ માનસ ઉપવનમાં-પિયુ.

## મહાશ્વેતા કાદંબરી —:૦:—

પતિ વિના પ્રેમદાના મનના પુરા કયાંથી કોડ
કહે સખી પુરાય કયાંથી કોડ
સરજનહારે સરજી જગમાં નરનારીની જોડ (૨)
પશુ પક્ષી વન વૃક્ષ નિહાળો-સૃષ્ટિ માંડ સઘળે જઈ ભાળો
નાના મોટા જીવ જંતુમાં પણ એવી નથી ખોડ—સ૦
પતિ ભજયે પાતક સહુ ડળતાં, અખંડ સુખડાં સેજે મળતાં
પતિ વિના સાહેલી જંગમાં હરાયા જીતી હોડ—સ૦

## દાનવી માયા.

ગાન મધુરાં ગાય રતીનાં રૂપે કામ લજવે.
સ્નેહ સુધારસ સીંચન કરતાં ઘડી ઘડી શરમાવે,
મુજને એ મોહન ભાવે,

વાત વાતમાં રીસ કરીને રોષ દોષ દર્શાવે,
પણ મમતાથી પગે પડું તો છાતી શું લપટાવે—મુજને.
કરી કમાણી પઇસા લાવે પેટીમાંજ દબાવે;
કુંચી કરમાં લ્યો શેઠાણી! કહી કહીને બોલાવે—મુજને
ઘર કુકડો થઇ ઘરમાં બેસી આજ્ઞા નિત્યે ઉઠાવે
ઘરની દેવી સલુણો સેવા સરવે બજાવે—મુજને.
પ્રેમ પુષ્પોનો પ્રેમ ભોગી તે પ્રેમ સુધા પીવરાવે,
પ્રેમથી પરિરંભણ આપી પ્રેમ ઝુલે:ઝુલાવે—મુજને.

## મીરા ભકિત વિજય

ઉભા રે'હજે કાનુડા તેં મારૂ આજે ઉજડ ઘર કીધું.
જઇ જશોદાને કહુ નહિ શાને, માવો ન માને
કહેવું ધરે નહિ કાને-
૧ નથી આંહી કાનો કયાંઇ કહું સત્ય બાઇ
આતો રમત રમે છે રાસધા....રી
પરવશ થઇને આશું પ્રેમે પુકારો છો.
ભ્રમિત બન્યાં કાં આમ ભારીરે—કાનુડા.
મહી માટ મારાં તુંથી જુગતે જાળવવાને;
બેઠી હતી જે બિચારી;
સમય સાધીને બાંધી સખીને બળેથી.
તેં નક્કી આબરૂને કરી ન્યારી...............કાનુડા.

## રાજા માંડલીક.

ખુને જીગરકો પીતી હું બસ ગમમેં તેરે યાર
સેહરે ચમનસે ફીરતી હું બસ ગમમેં તેરે યાર
મથ ચુપ ચુપકે રોતી, મું આંસુયોસે ધોતી
ઓ કહા ગયો મેરા મોતી, મોતી બીના નહિ સોતી
બસ ગમમે તેરેયાર. ખુને જીગરકો.
સાખી. દીલ ઉસીકુ દીજીએ દીલદાર યાર હો
કયા હીંદુ કયા મુસલમાન કદર દાન યાર હો
મેરી નજર જો તુમસે લડ ગઇ મેં પલંગસે નીચે પડ ગઇ
...................વોર કયાં ગયે મેરે પ્યારે.
મેંય અગ્નિ, જેસી જલ ગઇ બસ ગમમેં તેરે યાર—ખુને૦

## દેવકન્યા—

—:૦:—

મુને ઘેલી કીધી છે નંદલાલે છેતર્યાં' છોગાળે
મુને મારી નયનોનાં બાણુ છેતર્યાં છોગાળે
કોરી લીધું છે એણેજ કાળજડું મારૂં સખી
ભુલી હું તો સાન ભાન છેતર્યાં છોગાળે—મુને૦
મુરલી મધુરી વાગતી વેધ નાદ અખંડ
મોહન મંત્ર સખી ભર્યાં લોભાવે મુજ મન
આસો માસો અટપટો શ્યામળીયાજી રે વહાલા
કૃષ્ણજી કાળુડો નાગ કોને ડસીયાજીરે વહાલા—મુને૦

## સુકન્યા સાવિત્રી —:—

આરામની, સુખધામની, પ્રિયા, ! તું પ્રેતિમા પ્રેમની;
મમ તાપ ઉરની ઠારનારી; તું શીતળ ધારા અની
માળા જપું તમ નામની (૨) નથી ઇચ્છા દામ દમામની:
ચિત્ત ચાહું સેવા શ્યામની સાચી તું ભગવતી ભામિની ! આ૦

## દેશભક્તિ—

કંટક પ્રેમનો રે વાગ્યો ઉંડો અંતર સાલે
વસમી વેદનારે જેને વીતી હોય તે જાણે.
કોમળ કંચન વેલડીશું શોચ શાણી થઇ વારે,
કઠણ કાળજું રાખ હોય બા મટી જશે સા કાલે.
વંઝા શું પ્રસુતી પીડ જાણે,
અમો ના જાણીએરે આલી ઉંડું દરદ શું તારે,
કદલી કુંજે મયુરો રંજે મધુકર મકરંદ ધારે.
ઉપવન ખીલ્યાં અનેક ફળ પણ દ્રાક્ષ અહી શુક શાને,
ઉચ્છિષ્ટ નોગી વાયસો શું સ્વાદ સુધાનો જાણે,
અજબજાદુ ભર્યાં સંસારે—કટ.

## સરસ્વતીચંદ્ર—

ઓહો કરમગતિ, પલટી મતી મારી
તજી નગર ઘર દુર સ્વજનથી
ઉર રહી ફિકર કરી, તજી કુમે સુકુમારી—

ચંદ્ર કુમુદ તજી હુબે ક્ષીતીતલ
રજની કરી અંધીયારી દીન દુખીયારી—

રાજા માંડલીક—

દઉં હું દોષ કોને હાં સમયની જ્યાં બલીહારી
સમયની જ્યાં બલીહારી મનુષ્યની ત્યાં છે લાચારી,
હતો અમ દેશ આતો જ્યાં પ્રભુ અવતાર પણુ લેતા.
અરે આ દેશ એનો એ સમયની છે ગતી ન્યારી,
અમારા દેશનાં ચેતન અમારાં તેજને ગારવ.
અકાળે હાય કરમાયાં હજીયે શી થનારી છે !

સન્યાસી:—

પ્રેમબાણુ દઇ ગયો, આ પ્રાણુ સાથે લઇ ગયો.
પ્રવાસી કયાં રીસાઇ ગયો, સન્યાસી કયાં છુપાઈ ગયો.
ભુલી હું બાઇ ભાન આજ—પ્રેમબાણુ.
વસ્ત્ર વેશ મંગળથી હસ્તના કમંડળથી.
ભાલચંદ્ર મંડળથી. વાણી સહુ ચંચળથી,
ભુલી હું જ્ઞાન ધ્યાનમાંજ—પ્રેમબાણુ.
હસીને હસાવી ગયો, નયને લલચાવી ગયો
વીરહે રીબાવી મારૂં ચિત એ ચોરી ગયો
નણુદલ વીર માન્યા મેં તો ભગવંત ભરૂંસે મેં તો
દે એ વર સુંદર દેતો, લે આ અરજી ઉર લે તો

## દેશભક્તિ:—

પ્રાણુ થકી છે પ્યારોરે સુંદર મારો રેંટીયો હોજી,
એ રેંટીઆનો બોલો જય જયકાર.
ધીમો ધીમો ચલે રે રઢીયાળો મારો રેંટીયો હોજી (૨)
માતૃભુમીના વીરનર નારી ધરી દેશની દાજ.
રાખો ઘેર ઘેર રેંટીયો સુતર વણવા કાજ.
તન મનથી ખાદી વણી સફળ કરો અવતાર;
સુતર કેરાં તાંતણે થશે હિન્દ ઉદ્ધાર.
ખાદીમાં આબાદીરે એવું સમજી કાંતો રેંટીયો હોજી,
એ રેંટીયાનો બોલો જય જયકાર............ટેક.

## મહાદજી શીન્દે, રાગ ભૈરવી.

અભીમાનમાં બની અંધ મેં માતૃભુમી ચેતન હર્યું,
સ્વાતંત્ર ખોયું દેશનું, હીત વાક્ય કાને ના ધર્યું;
રાજા થયો પણ રાજ્યનું, ગૌરવ જરા સમજ્યો નહિ,
વેચી પ્રજાની સંપત્તિ ,પછી રાજ્ય બાકી ક્યાં રહ્યું.
હવે મમ આંખ છે ખુલી.
દીશા જે દીવ્ય જીવનની, ગયો અભિમાનમાં ભુલી.
ભુલ્યો હું ઐક્ય આવાહન રહ્યો સત્તા મદે ઝુલી.
જનુની જન્મ ભુમીનો, જીવન ભરનો રહ્યો ઋણી,

હવે એ ઋણ ચુકવવા દીશાઓ સર્વ છે ખુલ્લી,
તરાવા ડુબતી નૌકા, મળી તક આજ અણમુલી.

## સરસ્વતી ચંદ્ર—.

પરણીને પરવશ થઇ રહેવું પિંજરમાં પુરાવું;
સુખમાં ફરતાં સ્વતંત્ર જીવનને બંધનમાં બંધાવું
પરણીને પસ્તાવું, વળી પાછું રંડાવું
રસભીના રંગ રસીયા સાથે રસબસ થાવું
અધર સુધારસ પ્રીતિ અમૃત પીવું ને વળી પાવું;
સું પરણી લ્હાણુ કમાવું સુખી સંસારે થાવું;
ભોગ તેટલા રોગ સમજવા વિષય વિષ નવ ખાવું;
ઝેર હળાહળ અમૃત માની નવ પીવું નવ પાવું—
રચી ઇશ્વરે સૃષ્ટિ એવી, પાપ ગણે તું શાની?
શીવ સાધુ યોગેશ્વર તોએ રાખે સંગ ભવાની—
રહી ગારગી બાલ કુંવારી, સરસ્વતી પણ સાથે,
પ્રવીણે પણ પતિને પરણ્યાની પીડા ન લીધી માથે—
સગાં સહોદર વસ્તી વાડી એ સંસારના લ્હાવા,
સ્નેહી સંબંધી છઈયાં છોરૂં લક્ષ્મી લાભ કમાવા.—
નહીં લ્હાવા એ લ્હાળા સમજું, સ્નેહ નહીં સંતાપો
રહું એકલી યોગી જેવી જપી અજપા જાપો.—
હઠયોગી પણ ભોગી બનીયા માયામાં લપટાયા

ચંચલ મનના ચકડોળે ચઢી ભલાભલા ભરમાયા,--
સુંદરવનની કુસુમ કલી તું બની હાર હૈયાનો
રસિકતણે હૃદય વળગી કર સફલ હેતુ જીવ્યાનો--

# ભાગ ચોથો

## બલીરાજા

અમૃતથી પણ અતિ મીઠી લાગે માતપિતાની સેવા.
જનની જનકનાં પદપુજન તે મધુરા મધુરામેવા--અમૃતથી
સ્નાન ધ્યાન સંધ્યા તર્પણ કરી અગ્નિહોત્ર સુધારે,
પ્રેમે ન પુજે માતપિતા પદ વૃથા વખત તેગાળે અમતથી.
માતાપિતા દેવી પાર્વતી, પિતા શિવ મહાદેવા;
સપુત પુત્ર આ સંસારમાં, કરે પિતૃ પદ સેવા—અમૃતથી.

## સતી દ્રૌપદી:—

હું કરૂં આમેં કર્યું એ માનવી મીથ્યા બકે,
ઇશની આજ્ઞા વિના ના પાન પણ હાલી શકે;
ચંદ્ર તારા સૂર્યને ગ્રહની ગતિ આધીન છે,
કિરતારની ન્યારી કળા જ્યાં સર્વ પ્રાણી દીન છે.
કલ્યાણ દાતા છે વિધાતા સંતના ભગવંતરે
તે નિરંજન નાથને નમીએ નિરંતર અંતરે,

## સ્વયંવર—

મુકોને હાથ હે મુરારીરે હું રાજ કુંવારી—
શાને શરમાયે પ્રિય મારીરે જોબન મતવારી લલના છો,
દેવલ દુલારી,
ભાળી ભોળી હું બાળા કાંઇ નવ જાણું કૃષ્ણ.
સારી નહીં ટેવ આ તમારીરે વિઠ્ઠલ વનમાળી—મુકોને

સમજીને સહીયર શાણી, નાની તજી દે વાણી
સોંપી વરમાળ થા પટરાણીરે. ગુણવંતી તારા મનની
જાણે છે ગિરધારી—મુકોને.

શુભ આ ચોઘડીયું સારૂં સાધન સર્વે શુભકારી
લગ્નને કુંવારા કુંજવિહારીરે આ તક છે સારી
મહેનત સફળ થાય અમારી—મુકોને

## ભર્તૃહરી. પીંગળા ને ભરથરીનો સંવાદ.

[?]:—ધીક યુવા ધીક મુજને, ધીક કામ વીકારજી
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યો નીચ વિચારજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.
[?]મા કેરો રાજા રંક છું, નારી અજ્ઞાન જાતજી
[?]ન્ય વખત એવું નહીં કરૂં, લાજ્યા માતને તાતજી—ભેખરે.
[?]:—કપટ રૂપીરે રાણી પીંગળા, એ શું બોલો વચનજી;

રાજરે તજ્યું તુજ કારણે જો વિચારીને મનજી;
ભીક્ષા દેને મૈયા પીંગલા....
તુરે ખોટી ને ખોટું રાજ છે. ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉદ્ધારજી,-ભિક્ષા.
પીં:-રહોતો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં જમીએ આપણ સાથજી—ભેખ
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું શુભ આવાસજી,
જેમરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી—ભેખ
ભ:-મહેલરે તાગ ને રાણી શું કરૂં, કેવો શુભ આવાસજી
ક્ષીરરે ભોજન તરૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી-ભિક્ષ
વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી
વિષની વેલીથી અળગો રહું, નહિ નારીનો પાસજી—ભિક્ષા.
પીં:-ભગવાં જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી,
માઈ ન કહો મારા કંથજી લાગે દેહમાં લાયજી—ભેખરે.
ભ:—વધુરે શું વદું રાણી પીંગળા કરૂં અરે કેટલો ઉચ્ચારજી
બંધુ જેનારે બંધુ તજયો. માર્યો વચનનો મારજી,
હવેરે રાજને રાણી શું કરૂં !
પીં:—વાંકીરે વિધાતા મને ભુલવી; લખીયા લેખ લલાટજી.
આનુંરે પ્રાયશ્ચિત હવે હું શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી
ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો પાપી પીંગળાના કાજજી—ભેખરે.

ભ:—મોહ છોડી દે સખી પીંગળા, પ્રીતે કર સતસંગજી,
સગું રે નથી કોઈ કોઈનું; આ સંસાર પતંગજી—ભિક્ષા.
દેતી હું તો ભિક્ષા દે મુને નહિ તો કરૂં ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારા રોષે થશે, ચાલી જાય જમાતજી—ભિક્ષા.

માંડલિક.

કરીયે ના વિશ્વાસ કાયા માયાનો કદી,
મૃગજળ કેરા મોહ શા લાગ્યા તને માંડલિક,
ચીરંજીવી નથી તારી; અમર નથી કાયારે,
ઘડી બે ઘડી માટે, શું બગાડે મતી
બગાડે મતી તું શાને જુનાગઢ પતિ—ઘડી.
રૂપે રંગે શું લોભાણો ભરમે કરતાં ભુલ,
રૂપે રૂડા રળીયામણા પણ એ શીમળાના ફુલ—ઘડી૦

સુર્યકુમારી.

કોઈ કહેજો—જોગીડાને જઈને હો રાજ,
મધુવનમાં ઝુરે તારી બાલા જોગણ.
વિરહ અંગારે સળગે, આખું નંદન વન—મધુ૦
એની આંખે શ્રાવણને ભાદરવો ઝરે,
બોલ રસીયાના રાગે એ રોતી ફરે,
વ્હાલ અંતરમાં હોયે તો દ્હોજે લોચન—મધુ૦

# ભાગ પાંચમો

## મીનળ-- મુંજાળ.

અમર રહો અમ અમરપુરી સમ, નંદનવન વાડી,
આ ગુજરાતની વાડી.
કૃષ્ણચંદ્રના બંસી નાદમાં, ગીરા ગુર્જરી ડોલે,
જેના સંતાનો ઉચ્ચારો, વેદ મંત્રના બોલે;
દેવતરૂ ગુજરાત જગતનું ભાન કરાવે બ્રહ્મકર્મનું,
જેના પાને પાને લખાયા કર્મયોગના લેખ.
'અહીંસા પરમોધર્મ' આપણું, જીવનસુત્ર છે એક—આ ગુજરાત

## સંસાર નૌકા.

સ્નેહ ભીની તેં કર્યો છે ઠાર એ, મૃગનયની સ્નેહને સ્વીકાર
તું રઢીયાળી, રાધા પ્યારી કાન કુંવર હું કાળો,
તન સરિતામાં સ્નાન કરાવી, દેહ સફળ કર મારો.
ભાન સાન શું ભુલી બેઠા મતી ગઈ કયાં મારી.
ઉપદેશ'ક થઇ આપ બનો છો, આવા અત્યાચારી—
તપ બળ મારૂં અપર્ણ તુજ પર, તન મન નાંખુ વારી.
શાંત હૃદય મારૂં કરવાથી, મોક્ષ ગતિ છે તારી-સ્નેહ.
ધરણી થઇને અધર્મ કરતાં ડર ઈશ્વરનો ધારો.
નર્કના કીડા ધર્મના ભક્ષક ધીક ધીક છે જન્મારો.

## સુર્ય કુમારી.

સોહામણી સ્વર્ગની વાટ એકદીન સોભાવજો હો રાજ,

રસીલા અમરાપુરી ઘાટ એકદીન શોભાવજો હો રાજ.

સાખી.

મત્યુ લોકનાં મનુષ્ય કયાં, કયાં અમરાપુરી ઘાટ,
અઘટિત—કહો એ કેમ બને વસમીવીકટ એ વાટ,
મુગટમણી તમે રાજસદનના, પારીજાત તમે નંદન વનના
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિત જ્યોત પ્રગટાવી પરસ્પર
મેળવવા અંતરમાં, અંતર સ્વર્ગ અમારૂં સોહાવજો હો રાજ

## અબજોનાં બંધન.

મીઠી મીઠી મુરલી, વ્હાલી એ મુરલી, પ્યારો કનયો બજાવે !
મીઠી મીઠી શી વ તો સુણાવે, ગોપી મહીયરી નેણાં નચાવે !
દિલ શાને કુમારાં લજાવે ! હૈયાં રસીલા છુપાવે—મીઠી.
હું તો અજાણ ઠગારો કહાન, ફસાણી અજાણી, દીવાની.
ઘવાણી, અમારી જુવાની, પ્યારા પ્યારી બતિયાં છલકાતી છાતીયા
લુચ્ચો બનાવે,મનાવે પટાવે, બંસી બજાવી ભુલાવે—મીઠી

## રા. માંડલીક રાગ ગઝલ.

જો મરણુ એ જીંદગીની, છે અરે છેલ્લી દશા (૨)
તો પરાર્થે અર્પવામાં, આ જીવનના મોહ શા (૨)જો
ખીલી કળી કરમાય છે, પુષ્પો મુકે પણ વાસના (૨)
અમર નર તે તો ખરા જે દીવ્ય કરતા વાસના (૨)જો
મારા તમે પરમાત્મા હું છું તમારો આત્મા (૨)

પરમાત્મને શરણે જતાં કૃત્ય કૃત્ય થાતો આત્મા (૨) જો.

## ભાગ્યોદય.

મને વરવાની આશામાં, જોને વર પેલા સલામો ભરી રહ્યા—મ
જોબનનો નવરંગ ચડયો, તેને અંગ અંગે સખી
ખીલ્યું અનુપમ, રૂપ મનોહર—પેલા સલામો.
મીઠાં સુણાવે ગીત ફાગણ જો પ્રેમનાં શ્રંગારો મોકલે વસંત આ
બંને રસીકવર બાઈ મળ્યાં તેને, ખોળે કાં કંથને ?
વરને વસંતને ? ખેલાવશે તને—પેલા સલામો.
લુચ્ચો પવન મારે અંગે લપટાય છે.
ભમરો આ કંઈક કહી જાય છે,
ગાંડા બન્યા કે બેઉ તારી મીઠાશમાં; રસના ઉલ્લાસમાં
બાહુના પાસમાં, ખેલ વિલાસમાં—પેલા સલામો

## સ્નેહસુધા.

ધાર્યું એક ધણીનું થાય આપણું કર્યું કાંઈ નહિ થાય....ધાર્યું
રામચંદ્ર જેવા સત્ય પુરૂષો શીદ વનવાસે જાય ?
સીતા જેવાં મહાસતી તે, શીદ દોષીત દેખાય ?
દશાનન રણમાં શીદ રોળાય ? વિધીની કળા નહિ કળાય-ધાર્યું
ધર્મ ધુરંધર ધર્મરાય તે, શીદ દ્યુત રમવા જાય ?
પાંચ પતિ જોતાં સતી કેરી લજ્જા શીદ લુંટાય ?

હતાં હાજર બેઠી મહુરાય—જ્યાં શીલ કુળમાં તે ડુબાય,
કરો ને ભલે અનેક ઉપાય—છતાં ભાવિ નહિ ભૂસાય—ધાર્યું.

# ભાગ ૬ ઠો.

## વીર કુણાલ        રાગ--ગઝલ.

અમારા દેશને છોડી, અમે જાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી,
થયાં દુર્ભાગીયાં એવા, તજાવી દેશની સેવા,
ભટકશું પારકાં ઘરમાં, બની લાચાર પરદેશી,
અમારી ધર્મ નીતિથી, અમારી સત્યરીતિથી,
અમે સત્કર્મથી થઈશું, હૃદયના હાર પરદેશી.
અમારા દેશ બંધુઓ, અમારી જન્મભૂમીમાં;
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી!

## વીર કુણાલ        રાગ ગઝલ.

જોયો જમાનો આ કલિનો પાપનો વિસ્તાર છે;
જ્યાં ત્યાં જગતમાં પાપનો, જામી રહયો અધિકાર છે.
સારા બીચારા થાય ખત્તા દુર્જનો પુજાય જ્યાં;
મરવા પછી સદગુણ ગણે, દુનીયાં અજબ લાચાર છે!
સતયુગ જાતાં ધર્મને, દ્વાપર જતાં યજ્ઞ ગયા,

ત્રેતાં જતાં તીર્થો બધાં, ભક્તિમાં કપટ ભંડાર છે ?
માતા વિષયના પ્યારથી સુપુત્રને ચાહનાર છે,
કાળાં કરાવે કૃત્ય કામી, પ્યારને ધિક્કાર છે,

## બુદ્ધદેવ. રાગ કવાલી.

પડતી હવે મુજને ખબર, તુંમાં જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઇ તેં દીઠી નહિ;
જ્યાં પ્રેમ મારો ઝળહળે ત્યાં તેં લીધો બદલો ખરે,
ઘરબારને છોડયા વિના; મુક્તિ કશી સૂઝી નહિ,
હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ બન્યો શું યોગી (૨) સમાધી જુઠી
હે ત્યાગી (૨) હવે.
વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી ? (૨)
મધુરાં પુષ્પને ત્યાગી; અહા કાંટા શું હીન ભાગી(૨)–હવે તો
ઉંડી આશ ધારીને, મેં, તારો સંગ કીધો તો (૨)
ભરૂસો દઈ ભુલાવીઓ ! વિરાગી શું થયો ત્યાગી(૨)–હવે તો.

## વીર કુણાલ રાગ ગઝલ.

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે,
સમય સારો સીધાવ્યો ત્યાં, નહીં સંસાર તારો છે.
સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભજવાં,

સમય પર ખાય જે ધક્કા, સમયનો રંગ ન્યારો છે.
ચડે વાદળ ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં, સમયનો રંગ ન્યારો છે,
સમય સારે ન સારૂં જે, કરે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગ ન્યારો છે.

## રાજ તીલક—(સ્વરાજય સિદ્ધ શામાં)રાગ ગઝલ.

સુતરને તાંતણે સ્વરાજ્યની સિદ્ધિ સમાઇ છે!
રૂડા આ રેંટીઆથી તો, અમારે બાદશાહી છે!
સ્વતંત્ર હિંદને રાખે, શરીરો રકનાં ઢાંકે!
આપે તંદુરસ્તી તો અમારે બાદશાહી છે!
ગરીબી હો ફકીરી હો, અખંડિત આત્મ શ્રદ્ધા હો!
" અમૃત " આબરૂ રહી જો, અમારે બાદશાહી છે.

## સ્વદેશ સેવા— રાગ–ગઝલ

સૃજેલાં શ્રી પ્રભુજીયે, મનુષ્યો સર્વ સરખાં છે,
નથી કોઇ ઉંચ કે નીચો, જીવન તો સહુનાં સરખાં છે!
પ્રભુજીની જગતવાડી, તણાં ફુલડાં સહુ જીયો,
સુગંધીથી ભરેલાં સહુ સમજીએતો એ સરખાં છે!
વિષમ આ વિશ્વનો–વાયુ કરે જીવ ક્રોધાને ઘેલાં,
ન મનહર હોય માનવનો, સકળ આત્માઓ સરખા છે!

રાજતિલક— રાગ કવ્વાલી.

સહુ ફરજંદ ખુદાનાં છે સહુમાં નુર ખુદાનું છે;
અગર હો હિંદુ યા મુસ્લીમ, સહુ કુદરત ખુદાની છે,
પઢો પુરાણ યા કુરાન અવસ્તા, બાઈબલ, ઈન્જલ,
સહુમાં તેજ સરખું છે સહુ કુદરત ખુદાની છે,
જપો મુખ રામ કે રહેમાન અગર જરથોસ્ત કે ઈસુ.
જુદા છે નામ એતો પણ; સહુ કુદરત ખુદાની છે.
પ્રભુ છે કાશી કાબામાં; મંદિરો ને મસ્જીદોમાં.
કરી હકતાલા એ " અમરત સહુ કુદરત ખુદાની છે.

સુર્ય કુમારી- રાગ ગઝલ

રીબાયો છું, ફસાયો છું કુટાયો છું લુંટાયો છું,
ડુબાયો છું. મુઝાયો છું, અમારી આમ બાબત છે.
પકડતાં જાળમાં ઉંદર, ભરાયો સર્પ તે અંદર,
કર્યું ઘોડા બદલ ખચ્ચર; અમારી આમ બાબત છે?
બીજાણાં નર નખરાળાં મુઝાણાં જોઈ ગોટાળા,
પછીથી પુંછડાવાળો મળ્યો તો આમ બાબત છે!
તમારાં કષ્ટ સઉ ટળશે, અવશ્યે ન્યાય પણ મળશે;
તમારાં શત્રુ સપડાશે, અમારી આમ બાબત છે.
તમારી એ કબુલત છે, અમારી આમ બાબત છે.!

પુંડલીક— રાગ કવ્વાલી.

જ્યારે પડે આફત શીરે, ચાહનાર પણ આઘા ખસે,
જેને પડે તે ભોગવે, બીજા ઉભા સ્હામાં હસે
ચઢતી મહીં તો હાજી હા કરનાર જગમાં લાખ છે,
પડતી મહીં દે સાથ જગમાં, કોઇ વીરલા વસે.
જો બન્યા પોતેજ મુરખા. તો બીજાનો વાંકશો.
તે બળે નહીં કેમ થઈ જે, અંધ અગ્નિમાં ફસે.
આજ ખુલ્લી આંખથી, જોયું—સગાં સહુ સ્વાર્થનાં !
જાણ્યા છતાં મરા સમા, ભોળા દિવાના થઇ ફરે.

વીરવિજય. રાગ ગઝલ.

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે;
ન તજશો ધર્મ નીતિ તો વિજય અંતે થનારો છે!
હશે જો સંપને સમતા, વળી કર્તવ્યને હિમ્મત,
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે !
જશે એ રાત અંધારી ચમકતાં શૌર્યનો ભાનુ
ઝુકો યાહોમ, કરી રણમાં, વિજય ડંકો તમારો છે.

પૃથ્વીપુત્ર.

નથી પરવા જીવન ધનની, ફના અંતે થનારૂં છે—
તો સ્વામીના વચન પરથી, સમર્પણ સૌ અમારૂં છે—

અખિલ જગમાં વિરલ મિત્રો, વિરલ આત્મા સમર્પણ છે,
પરાર્થે આ જીવન દેવું, વિરલ જનનેજ પ્યારૂં છે,
બને સુરમો નયનનો તો; નયન મારાં ખરૂં ચરણે,
બને જુતાં ત્વચાનાં તો, શરીર સ્વામી તમારૂં છે.

## મીનળ મુજાળ—સોરઠી ગઝલ

વચન આપી ન પાળે જે, પોતાના કહીને મારે જે;
એવા ઠગ સ્વાર્થી સાથે, કહો સહવાસ શા માટે;
ઉપરથી લાગે રૂપાળા, પરંતુ હૃદયના કાળા,
હવે જાણ્યા છતાં પણ ઘા, પછી સહવાસ શા માટે?
અમી કહી ઝેર બહુ દીધાં ભરોંસે તે અમે પીધાં,
જીવન નિર્દોષના લીધાં, છતાં સહવાસ શા માટે?
તવંગર હો કે હો મોટા, ભલે હો દેશના સુબા,
દયા ગરીબોની જાણે ના, પછી સહવાસ શા માટે?

## મીનલ મુઝાલ—ગઝલ—કવ્વાલી

તુટેલા તાર વીણાના, તે સંધાશે ફરી પાછા (૨)
ફુટેલા પ્યારનાં વાસણ, ન સંધાશે કદી પાછા (૨)
દીવાલોમાં પડ્યા ચીરા-તે સંધાશે ફરી પાછા (૨)
થયા ચીરા જીગરના તે, ન સંધાશે કદી પાછા
પડ્યા જે મ્હેલના મુખમાં-ઊભા થાશે ફરી પાછા (૨)

ઘવાયા બેવફાથી જે, ન સાજા થાય તે પાછા,
પડેલા ઝખમ ખંજરના–પુરાયે તે ફરી પાછા. (૨)
પડેલા જુલ્મના ઘા તે, ન રૂઝાયે કદી પાછા—

મીનળ મુંઝાળ— રાગ–ગઝલ.

છે આંસુડાની જીન્દગી તે આંસુડામાં વહી જશે,
ભલે સ્નેહનાં કે શોકનાં, પણ આંસુડામાં ભળી જશે,
પ્રીતી તણું શરીર અશ્રુ ઉષ્ણ વહે નસ નસ મહી,
આ જીન્દગીમાં હર્ષ કે–દુઃખ માં હવે કંઇ રસ નહી
જન્મની બાલ જોગણ આ પ્રવાસી–પ્રેમ આલમની,
સતાવે શીદને ભાઇ, જપું માળા હું વાલમની
પુજારણ ચીત્રપટમાં આ વીરાજેલા વીલાસીની,
ભીખારણ પ્રેમની હું તો હૃદયવનના કલાપીની

સંસાર નૈકા— રાગ ગઝલ.

ભલે બહુ ભાવથી શીખે શીખેલું વ્યર્થ તે જાએ ?
કરે મહેનત છતાં સોનું ઘસ્યુ ત ધુળ થઇ જાએ
લખ્યું વાંચ્યું ભણ્યા ભૂગોળ ને ઇતિહાસ અવલોકયા
વળી હિસાબ ગણવામાં દીવસના–દિવસો રોકયા
સફળ એ જાણવું અંતર, બધું છે ધુળ પર લીંપણ.
નથી સદગુણ તો–શિક્ષણ નકામું સર્વ કહેવાએ

### દૈવી પ્રભાવ-- રાગ કવ્વાલી

વખત પલટાય છે જ્યારે, બધું પલટાઇ જાયે છે,
બને છે રંકના એ ભુપ, નૃપાળો રંક થાયે છે,
જમાનો ગયો જુનો, હવે નવયુગ આવ્યો છે.
ન મળતા ન્યાય પણ પૂરા ગરીબો તો છુંદાયે છે;—વખત
નથી એ દોષ કોઇનો ખરેખર ખુબી કિસ્મતની,
હતા જે ભક્ષ સિંહોના, શિયાળો આજ ખાયે છે.—વખત

### ભાગ્યોદય— રાગ--ગજલ-

દિલ મારૂં આ દિવાનું ફટક્યું ફરે છે ક્યાં ક્યાં ?
જેમ જેમ લગામ ખેંચું, જઇ જઇ મરે છે ક્યાં ક્યાં
પૂરાઇ પીંજરામાં હું પંખીણી ખુશીથી.
તોએ પછાડી પાંખો. ફોકટ ફરે છે ક્યાં ક્યાં ?
જુવાની આ મુઝાવે પણ સત્ય કેમ છોડું ?
તોયે હૃદય પ્રાણની પ્યાલી ભરે છે ક્યાં ક્યાં ?
ક્યાં ક્યાં જીગર ચીરાયે ક્યાં જીંદગી સુકાયે,
જાણું ન આંખમાંનાં આંસુ ખરે છે ક્યાં ક્યાં ?



# ભાગ ૭ મો.



## દીવાન. ગઝલ કવ્વાલી.

આ દુનિયામાં એક ગણાતા, રામ ને રહેમાન,
જુદા થયા જયારેબન્યું કમભાગ્ય હિન્દુસ્તાન.
ગાડ કે ગોપાળ— નામો જુદાં સરજાયાં.
ખુદા અલ્લા, ઇશુ ને ઇશ્વર માતા મહામાયા–એક છે
તપાસી શાસ્ત્રો પુરાણો વેદને કુરાન,
રહીએ સંપી જો સમજો તો હિન્દુ ને મુસલમાન
એક બીજાને દ્વેષ કરતાં દુશ્મને કર્યો ઘર પ્રવેશ,
જાગી જુઓ વૈભવ આપણા ચાલ્યા ગયા પરદેશ,

## રૂકમણી સ્વયંવર. ગઝલ કવ્વાલી.

યમુના તણા કીનારે, ગોપાળ ગૌ ચરાવે.
સંગીત સ્વર ઇશારે, રાધા નીકટ ચુલાવે.
બંસી ધ્વની સુણીને શુદ્ધ દેહની ભુલીને,
નીકળીને ઘરથી રાધા ગોપાળ સાથે આવે.
યમુના સરિતા કુંજે શૈયા કમળ બીછાવી,
શ્રી કૃષ્ણ કર કમળથી, રાધા ચરણ દબાવે.

અરૂણોદય ગજલ કવ્વાલી.

વ્હાલા કહું વહેવારની, બે વાત આ અણુમુલ છે,
અભિમાનથી ના સાંભળો તો આ તમારી ભુલ છે,
મન માનતું મળતું નથી, કોઇને બહુય સંસારમાં
ખામીમાં ખામી ખોળવી એ તો તમારી ભુલ છે.
કાળા છીએ રંગે અમે પણ, કાળજાં કાળાં નથી,
તેનીય કીંમત ના કરો તો આ તમારી ભુલ છે.
છોડી અમે શ્રીરામને, જપીએ તમારા નામને,
તો એ ન રાખો નેડલો, તો જીવતર અમારૂં ધુળ છે.
મીઠાં અમી આપો નહિ તો ચાહ એ શા કામનો
આ પાઈ બાળો કાળજાં, તએતો મારી ભુલ છે.

રાજા સંભાજી— રાગ—ગઝલ

પ્રણય અમૃત પીનારાને મરણ દરકાર શા માટે ?
ડુબ્યા છે તે તર્યા સાચા; પછી ભવપાર, શા માટે ?
તમારૂ એક આંસુને અમારા આંસુના સિન્ધુ,
બરાબર છે, પછી બાકી જમાઉધાર શા માટે ?
જીવન જો પ્રેમમાં ખોયાં, મરણ જો પ્રેમનાં જોયાં,
ગજવીએ સ્વર્ગ પણ પ્રેમે, પછી અવતાર શા માટે ?

અહલ્યાબાઇ— રાગ કવ્વાલી

દુનીયા તણા દિવાના, દીલભર મઝાઓ લુંટે,
તુટે જીવનની દોરી આશા છતાં ન છુટે—દુનીયા.

બાળક મટી યુવાની, આવે ભલે દિવાની,
તન ધન મળે તરૂણી, આશા છતાં ન છુટે—દુનીયા.
આવે પછી બુઢાપો, ધોળા થતાં નીમાળા,
રે' બાકી લાઠી લાળા, આશા છતાં ન છુટે—દુનીયા.

વીર કેસરી—

હું પદ તજો હરામી, દુનીયા નથી સદાંની,
જર જોર ને જુવાની, સહુએ થવાની ફાની,
સાચી સલાહ માનીરે, કરણી કરો મજાની,
મમતા મુકોને પ્રાણી સહુ અંતે ધુળધાણી,
આ જુઠી જીંદગાનીરે, સ્વપ્ના સમી લ્યો જાણી,
કોઇ આજ કોઇ કાલે, પરલોક પંથ ચાલે,
જમદુત આવી ઝાલી રે, દુનીયા ડુબી જવાની,

વીર કેસરી— રાગ ગઝલ-કવ્વાલી.

થવાનું ના થવાનું કહે; નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે ?
હેતી શલ્યા રૂપે અહલ્યા જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે ?
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે ?
રમ્યા જુગટું સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી.
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે ?

## પૃથ્વીપુત્ર— રાગ ગઝલ-કવ્વાલી.

લોકો કહે છે કૃષ્ણ કર્ત્તા; અકર્ત્તા સાક્ષાત છે,
તો ધ્યાન દઈને સાંભળો, આ અજાયબીની વાત છે-
ખાંટવને બાળ્યું અર્જુને, લંકા હતી સોનાતણી,
હનુમાનજીને પૂંછડે, ત્યાં આદર્યો ઉત્પાત છે—
બાળ્યો નકામો કામને, બેભાનમાં શ્રી શંકરે,
દારિદ્ર જગનું બાળવા, ના કોઈની તાકાત છે—
આ કોલસાનો ભેદ એ, દારિદ્ર બાળો દેશનું,
જો કૃષ્ણથી એ ના બળ્યું તો અજાયબી વાત છે-
બ્રહ્સ્પતિ સમ વિદ્વતામાં વિપ્ર આ સાક્ષાત છે,
ઉલટા તણું સુલટું કર્યું એ અજાયબીની વાત છે-

## મીનળ મુંજાળ— રાગ-ગઝલ.

પાળે પ્રજાને પુત્રસમ, તે દેવસમ પૂજાય છે,
યશગાન એવા નૃપતિઓનાં, દેવતાઓ ગાય છે.
જગતમાં પાળે પ્રજાની હિત નૃપ એ જાણે ધર્મની રીત-જ
જે ન્યાય આપે શીખવે, રાજા થવા તે યોગ્ય છે,
વિદ્યા કળાને શીખવે રાજા થવા તે યોગ્ય છે.
અફસોસ છે પણ એટલો, કે કોઈએ ના કામના,
રાજા બધા ધર્મો ભુલી, રાજા રહ્યા એક નામના.

## મણિકાન્ત— સાથે શું લઇ જઇશ?

ચીવટ રાખી હરી ભજને, જગત જળ ઝાંઝવા જેવું;
જમાવેલું પડયું રે'શે, નથી સાથે કશું લેવું.
મગન મનમાં નહિ થાતું, અરે દિન એક તો મરવું;
છતાં કાં લાગ જાવા દે ? પ્રભુનું નામ દઇ તરવું ઠ
સગાં વ્હાલાં લઇ સાથે, નથી તું ભાઈ ! જાવાનો,
સકળ ધન તો ધર્યું રહેશે, પછી ત્યાં શું બતાવાનો !
ભરી લે ભક્તિનો લાડુ, અવલ એ કામમાં આવે,
પછી ના રાખ તું શંકા, ખજાને ખોટ ના જાવે !
લખી લેજે હ્રુદય શંકર તણી આ શિખ છે સારી;
સફળ થશેજ જન્મારો રટણ કર કૃષ્ણ ગિરધારી !

## મણિકાન્ત— ગઝલ–કવ્વાલી

સુખી સંસારને ધારી ભૂલો તું કયાં ભમે ભમરા !
દુઃખોથી છે ભરેલો આ, સકળ સંસાર મન ભમરા !
સુખોની છાંયડી જાયે; દુઃખોના વાયરા વાયે;
સુખો લાગે અતિ મીઠાં, દુઃખો ન હાયે ! સ્હેવાયે !
ભલે સુખ હોય સૌ વાતે. ન હોયે ન્યુનતા કાંઈ;
મરે જો સુત વ્હાલો તો, સુખો સૌ જાય પલટાઇ !
અગર પુત્રી બને વિધવા, કહો દુઃખ એજ કયાં કમ છે?
કુસુમ સુખ કેરૂં કરમાએ, નહિ ઓછો સીતમ એ છે!

કંઇ જન દર્દથી વેલા, કંઇને અન્ન નહિ ખાવા;
કુટુંબ પરિવારથી ત્રાસી બને છે કઇંક જન બાવા!
કંઇ જન જાઇ કુવે પડતા, કંઇ ખંજર ખાઈ મરતા!
કઇં જન ઝેર ફાકીને ] દુઃખી નિજ દેહ પરહરતા!
કંઇ સ્થળ વાગતાં વાજાં લગન કોઇ સ્થળે થાતાં;
રૂદન કોઇ સ્થળે થાયે સગો વ્હાલો મરી જાતાં,
અરે! સંસાર આ કેવો, દુઃખોથી છે ભરેલોરે!
કહે શંકર જપો જગનાથ ને જંજાળ મેલોરે.

## વીર કુણાલ— ગઝલ કવાલી

હું ખાપરો તું કોડીયો, જોડી વીંછી ને સાપની,
મીઠા ઠગીને પુછવું છે બુદ્ધિ કોઈના બાપની;
કાયદો પૂછી શકે નહિ એવી વિદ્યા આપણી;
કાયદેથી બોલી ફરવું છે બુદ્ધિ કોઈના બપની;
માથાંઓ મુડી મુખના, પહેરાવી ટોપી માપની.
કહેવું અમે શું જાણીએ છે બુદ્ધિ કોઇના બાપની;
પોલો સહુ સંસાર અહીં પરવા કરોના પાપની,
શ્રીકૃષ્ણ ગીતામાં કહી ગયા છે બુદ્ધિ કોઇના બાપની,

## રાજા સંભાજી. રાગ ભૈરવી

છે પંથ વિષમય પ્રણયના, વિષથી ભર્યા સંસારમાં,
વિષપાન છે વ્હાલાં, ન પરવા પ્રેમની તલભાર જ્યાં.

અમે નિર્દયને અણુમોલ અમારાં દીધાં દેહનાં દાન,
ગઈ અંતરની ઓળખાણ જીવન ધન આપું શું એંધાણઅમે
યાવન મધુને પ્રેમરસનાં સ્થાન સહુ રસીયા કહે,
અધુરા ઘરાએ રસથકી પુરા રસીક તરસ્યા રહે.
આ ઘડી જાય અણુમોલ પ્રિય ? અંતરના પટ ખોલ
એ મીઠાં વચનો બોલ બોલ કંઇ લુંટાયા જીવનહાણઅમે

## સંસાર લીલાઃ ગઝલઃ

મ્હેમાન જગની મેદની મ્હેમાન માનવ જાત છે,
વૈભવ નગરનાં વાસીકો વૈભવ વિશે રળીયાત છે.
વણુસી જશે દીન ચારમાં આ માટીની મ્હેલાત છે
આ ચાર દીનની ચાંદની અંતે અંધારી રાત છે.
જુઠી જુઠી આ વૈભવની માયા આ સાહેબી ચાર દિનની
લક્ષ્મી સાગરે તરંગ કૈક આવે ચાર દીન માટે
ચિતને ચળાવે.
જીવન પંથને એ "બાપુ" ભુલાવે....આ સાહેબી
ચાર દિનની

## સંસાર લીલા— -ગઝલ-

ન જીવન પ્રાણમાં બાકી ન ચેતન તનમહીં બાકી
છતાં એ નાથમાં મારો અમર વિશ્વાસ છે બાકી
જગતની હું નથી સ્વામી જગત મારું નથી સ્વામી
તમે મારા ન જો સ્વામી કદીએ આશા છે બાકી

જગતના બંધનો તુટયા નયનમાં આંસુઓ છુટયાં
જીગરના તાર છે તુટયા રે છેલ્લો શ્વાસ છે બાકી.

## સંસાર લીલા— —રમુજી ગાયન—

આવી અણધારી આ ધાડ, બાપા ગેણી ગોળોમાર,
રાંડને આવ્યો ના વિચાર મરકે ભુત બની નીરધાર;
ભાઈ ભોળો ભાળો ભાળો એક આ ફેશનનો ગોટાળો.
શામળીઆજી કરજો મારી સહાયરે,
તમો મોટરમાં બેસી વ્હેલા આવજો.
શું શામળીયાજી સ્હાય કરે આ બાળકને સંભાળો.
તમે શીદને મને સહુ બાળો,
નંબર વનનો આ ગોટાળો હાય હાય હાય
મારા દીલમાં આ વાગી ખીલ્લીખારા પગનીનળીઓ થઈઢીલી
દીકરી આનો શું ઉપાય,
ઈજ્જત ટકે શેર વેચાય અરેરે મરી ગઇ તારી માય
બાપ હોય હાય હાય બાપ હાય.

## બલિરાજા

વશ કીધો તેં વીર મારો જે ગુણીયલ ને બહુ સારો
નથી વાંક જરા કંઈ મારો, નણદલ તમ વીર ઠગારો;
રંગ મહેલમાં હતી એકલી, આવી અડપલું કરી ગયા.
ચુંબન કરી, ભરી અંક ભીંજાવી મોહન મનડું હરી ગયા નથી
વસંત જોબન ફુલવાડીમાં ઝુલે ચડી ભમે ભમરો,

લાલચ આપી તેં લલચાવ્યો, બંધુ હાર્યો ડમરો-વશ.
શરમાળે મન સાન કરીને કંચુકીની કશ છોડી,
હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સૌ તોડી-નથી
-વદન ચન્દ્ર છબી રતી લજાવે, ભ્રકુટી કામણગારી,
બંધુ મારો સરળ હૃદયનો કળા અજબ છે તારી-વશ.

## માલતી માધવ—

નાનકડી નાજુક નાર, બહુ નાનકડી, બહુ નાનકડી,
મારા લાલાની છું લાડકડી (૨) છું લાડકડી (૨)
આંખ તણે લટકે પટકું છું લાલને—
નાની શું સમજે એ વ્હાલાના વ્હાલને.

( હું બધું એ સમજું છું )

જાણી ભોળો ભરથાર, તું બહુ માથે ચડી (૩) નાનકડી.

## મહાશ્વેતા કાદમ્બરી—

શું કહું કથની મ્હારી રાજ, શું કહું કથની મ્હારી,
હું તો દૈવના ત્રાસે હારી રાજ........................શું કહું
પરખી પારીજાતિક મેં અર્પણ કીધું મન મ્હારૂં
પતી તજી પરલોક સીધાવ્યા, કરી જીવતર મમ ખારૂં રાજ કહું
ચંદન કાષ્ટની ચિતા રચાવી, પતિ સહગમનની આશે,
શુન્ય દેહ મમ સ્વામી તણો પણ,

ઉડી ગયો આકાશે રાજ—શું કહું.

અરપ્યું મેં સર્વસ્વ સ્વામીને પ્રેમની કફની ધારી;

તજી જગત જંજાળ સર્વ હું પ્રીતે ભજું શ્રીમુરારી-રજ શું કહું

## મહાશ્વેતા કાદમ્બરી—રાગ ભજન—

રૂપે શું મન રાચોરે, કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો (૨)
હાડમાંસને રૂધિર ભરેલું, મઢ્યું ચામડે અંગ, (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પંતગ
ભરૂસો નહીં સાચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન, —

## મહાશ્વેતા કાદમ્બરી.

થઈ પ્રેમવશ પાતળીયા, મારા મનના માલીક મળીયારે....થઈ(૨)
પ્રીતે કરો મુખવાસ; સજનવા રાજ હૃદયના વાસી
પ્રેમદા પ્રીતજયોત પ્રકાશી, મારા મનના મનોરથ ફળીયારે....થઇ
ભાગ્યવંત કર્યો ભગવતિ મુજને, જીવન સફળ થયું મારૂં
કરો શ્રીહરિ શુભ તમારૂં; મારા મનના માલીક મળીયારે...થઇ

## મહાશ્વેતા કાદમ્બરી.

માલીકના બાળક સૌ, માલીક સૌના શ્રી જગનાથ (૨)
કર્તા હર્તા સૃષ્ટિના સૌ બાજી એને હાથ—
રૂણાનુબંધે આવી મળતું, ખાળ્યું નવ કોઇનાથી ખળતું,
જગત માત્ર તેને આધીન છે, અનાથના જે નાથ,
નહિ પીંડ આ પોતા તણો, પોતાનુ કંઈ નવ જાણવું,
સૌએ શુભાશુભ કર્મને પોતા તણું જ પ્રમાણવું-જગત.

# ભાગ આઠમો.

રાજા જશવંતસિંહ કવ્વાલી

અમર આત્મા અમારો છે, મરણ દરકાર શા માટે?
મરી જાણે જો જન્મીને, જીવન દરકાર શા માટે?
જગતમાં પ્રાણી કંઈ મરતાં, મરીને જન્મતાં પાછાં,
બધાં ઘટમાળમાં ફરતાં, પછી તકરાર શા માટે?
ચૂક્યો જે લક્ષ જીવનનું ગયો તે જીંદગી હારી?
જીવ્યો તે ના જીવ્યો જગમાં, જીવનનો ભાર શા માટે?

રાજા જશવંતસિંહ—કવાલી—

અભણ હું છું નથી લક્ષ્મી, ફકીરી હાલ મારો છે,
ગરીબોનો પ્રભુ બેલી, મને તેનો સહારો છે,
હું ઘાયલ છું તમારા નયન બાણોથી તપાસી લ્યો.
કે બાંધી પ્રેમના પાટા, હસી દીલબર હસાવી લ્યો,
ચહો જો ધર્મ પત્ની તો ન છોડો ધર્મની રીતી.
વિના સદધર્મ છે મિથ્યા; હૃદયનાં લગ્ન કે પ્રીતી.
તમે તારક બન્યા છો તો, હવે તરણી તરી જાશે;
કે હાલી નીકળો બન્ને, થવાનું જે હશે થાશે.

બલી રાજા—

આનંદ મંગળ ગાવો. પરણાવી હેશુ લ્હાવો,
મારી વેવાણ રસીલી જોડી શોભશે.

નિરખી કન્યા કેહેશો, મુખ જોઇ તાકી રહેશો—મારી.
વાહ ઠીક મળ્યું છે ટાણું, એક લુલું ને બીજું કાણું;
મળી વેવાઈને વેવાણું, ફેરા ફેરવેને ઝટ—આનંદ.
ફડાકિયા તમે જોશો, હોળીને હબાડે રોશો;
કેવી જાન જોડી હું આવું, દુનિયામાં ડંકો વાગશે—આનંદ.
તડાકિયા કહું તમને, અતિ ઉમેદ મનમાં અમને;
વાજાં વગડાવું જો જો, ફરશુરામનો ફડાકો—આનંદ.

## રાજા જશવંતસિંહ—ભજન.

મારા ભવની ભાવટ ભાગીરે. જોગીડા જુના,
લગની તુજ નામની લાગીરે, જોગીડા જુના.
વચનો ભેદ ભર્યાં ભેદુના હેયા તુજ વિણ સુનાં.
આ કામણગારી નારીએ, શું કામણ મુજને કીધું,
તન દઇને મનડું લીધું રે, પણ દુઃખ વિયોગનું દીધું,
નીશદીન સાથ રહે સમજુના રે—જોગીડા જુના.

## વિણાવેલી

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ,
તારો ત્યાં લગી જાણજે જ્યાં લગી શ્વાસોશ્વાસ;
સદા સંસારમાં દુઃખ સરખાં માની લઇએ,
રાખે જેવી રીતે રામા રંગે તેવી રીતે રહીએ—સદા

સાખી { પીતળ પાન ખરંતાં હસ્તાં કુપલીઆં
મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપડીઆં.

દશાના ઢંગ ૠતુના રંગ જેવા દેખી લઇએ—સદા.

સાખી { કદી મહેલો ને માળીઆં, કોમળ છપ્પર ખાટ;
કોઇ દીન એવો આવશે, ભુખ્યે ન મળશે ભાત—સદા

## ઉદયભાણુ

માન માયાના કરનારારે જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડીત પુરાણુરે, કોના અમર છે લેખ લખાણુ
કાચી છે કાયા આ માટીની માયા, છે માટીના ખેલ બનાયા
શાણા તો સમજી અલગ થયા, પણ બાલક બીચારા લપટાયા
લાખોની પાંખો ગઈ છે પીંખાઈ, જેણે મૂછપર લીંબુ ઠરાયા
કાળના કો'વાડેથી કોણ બચ્યું છે, ભલે રંક હોય કે મહારાયા
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાવ્યા;
જોબનને તન ધન તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા,

## લીલાવતી—

અરજી સાંભળોને સરકાર મુજને ગાંઠતી નથી ઘરનાર.
અગીયાર વાગે ઉંઘમાંથી ઉઠી, તરત તડકે જાય,
દાતણ કર્યા વિના મોગરીને મુળા ખોળામાં લઈને ખાય—અ.
વાંકું ચુકું બોલી વઢવું ને રડવું, કુઅડ રાંડને રોજ,
ઘરમાંથી ગોળ ઘી ચોરી ખાવાની, ખોટી પડી છે ખોડ—અ.

પાડા પાડેશીને ડોસી ડેસાથી, લડી ચુકી લાખ વાર,
પોતાના બાળકને નિત્યે બચુડે, મારે પણ મને માર—અ.
રાખના ઢગલામાં ફેરા પડયા જેવું, રાંડના મોઢાંનું રૂપ,
ભુત ભડકામણી ભારે કુભારજા, ભડકી મરે છું રે ભુપ—અ.
સુગરીના માળા સરખું છે માથુ, વેંત વેંત લાંબા વાળ;
ખણતાં જુવોના ટોકળા ખેરવે, પરસેવાની પડનાળ.—અ.
હોળી દીવાળીએ ન્હાવાનો નેમ છે, વડી ચતુર છે વહુ,
અંગે ઓઘરાળાને લુગડાંમાં લીખો, મારવાડ કેરી મઉ—અ.

## સતિ અનસુયા

ત્રિભુવન પતિ તારનાર વ્હાર કરો મા....રી
વ્હાર કરો મારી હરિ, થાઓ સાહ્યકા........રી—ત્રિભુવન૦
દીનદયાળ શરણે બાળ, કિંકરીની હવે સંભાળ;
પીડે છે પ્રાણીને પાપી દુષ્કાળ, પીવા મળે ન વારી—ત્રિભુવન
ભુલી ગઇ મમ દેહભાન, સ્વામીની સેવામાં લાગ્યું તાન,
કયાંથી કરવું હવે જળપાન, પતિને સેવનારી—ત્રિભુવન

## સરસ્વતીચંદ્ર.

પ્રિત કરીશું તરછોડી પરદેશી....હાં છોડી પરદેશી, (૨)—પ્રિતી.
ડંશદઈ અહો ભ્રમર કુમુદને હા છોડી પરદેશીહાંછોડી(૨)પ્રિતી
પુરી પંખીણી પ્રેમ પીંજરમાં, આખર પાંખ મરોડી પરદેશી.
હાં મરોડી પરદેશી...........મરોડી પરદેશી...........પ્રિતી.

ત્યાગી કુમુદવન, ભટકીઓ ભમરા, આવ્યો અહીં શું ફરી દોડી
ઉડીજા ઉડીજા પંખી મુસાફર રેન રહી છે હવે થોડી પરદેશી.
હાં થોડી પરદેશી..........હાં થોડી પરદેશી..........પ્રિતી.

## —:નરસિંહ મહેતો:—

મોહન તારી માળારે આઠે પહોર મુકું નહીં
કાના અંગે કાળારે ચીતડેથી હું ચુકું નહિ —મોહન
જેમ પપૈયા પીયું પીયું રટનો રાખી ટેક,
સર સરિતાનાં જળ થકી પીયે ન ટીપું એક.
તેમ જપું તુજ નામને વ્હાલ ધરી વિવેક;
બીજા બધા ચાળારે તેની કને ઢુકું નહીં —મોહન

## મતલબી દુનિયા.

સબ મતલબકે યાર, જગતમેં સબ મતલબકે યાર,
માતા પિતા ભ્રાતા ભગિની સુતા ઔર નિજ નાર—જ.
સ્વજન કુટુંબી મિત્ર પ્રાણુ પ્રિય દાસ દાસી પરિવાર
રાજા પ્રજા ગરીબ તવંગર પંડીત ગર ગમાર—જ
જોગી ભોગી અરૂ બૈરાગી ચોર અરૂ સાહુકાર,
પતિવૃતા અરૂ કુલટા નારી, વર્ણાશ્રમ શુભચાર;—જ
પશુપંખી જલ જંતુ કીટ મૃગ; જીવ યોની અપાર,
સ્વારથ બીન કોઈ હરિકે પ્યારે, જીનકો હૃદય ઉદાર,

નિસ્વારથ બીન કોઇ હરીકે પ્યારે, જીનકો હ્રદય ઉદાર,
જિન દો પરકાર સદા પ્રિય, તિનપર મેં બલિહાર–જ

## પૃથ્વી પુત્ર—ભગવતી સખીયો.

નવીન પ્રેમરસભીની મૃગનયની, ભાન તું કયાં ભુલી આવી,
શાણી સલુણી મદન મદ ભીણી, કોણે તને ભરમાવી બ્હેનભાનતુ
સરવર તટપર જળક્રીડાએ સહજ સખી એતો આવી,
ચંપક છાયે ઉભી રહી, એને ભોગીએ ભરમાવી
અરસપરસ અમ આંખ મળી મને લોચનીયે લલચાવી બ્હેન
માર્ગે જતાં મળ્યો મધુકર નિકટ ગઇ અણજાણી,
મદભર રસિકા રસ લુટતાં, રસઘેન મહીં ઘેરાણી
મન ગમતાની મેજમજામાં, ફુલવેલી વીખરાણી
બ્હેન ? ભાન હું ત્યાં ભૂલી આવી.

## નંદ—બત્રીસી...

કોમળ કાયા કાં કરમાવો, બાઈ ભભુતી ચોળી
હવે ભભુતી મુજને વ્હાલી, દેહ દઉં રગદોળી,
પ્રીત ગઇ પ્યારા પ્રીતમની આશ ઉડી ગઈ આ અંતરની,
રૂપરંગ દઉ રોળી–કોમળ
સુંદર શરીરે શોભે આ, હીરાના હાર રૂપાળા;

પ્રેમ દોરીએ અશ્રુ પારલા, પરોવી પહેરૂ માળા.
નાથ કૃપા વીણુ જોગણુ થાઉ નાથ નામની ધુન લગાવું;
ન્હેરી કુંથાઝોળી-કોમળ

## સતી તોરલ- કવ્વાલી

જીવન દિન ચારનું ચટકું નકામો મોહ માયાનો,
ઉઠી જાવું આહા અંતે કરીને ત્યાગ કાયાનો,
થતાં દરબારનો ડંકો રહે ના ગર્વ બંકાનો,
શુરાનો પણ સમય આવે સમાધિમાં સમાયાનો
ભુલે જ્ઞાની છતાં જ્ઞાને ધરાવી ઢોંગ ડાહ્યાનો.

## રાજા જશવંતસીંહ —ઉસ્તાદી—

મેરા પિયુ ગયો પરદેશ કેસે મંય, સંવાર કીસે બતાઉ
મંય દેખે ચુકી સબ દેસ, પર પિયું પિતા નહીં પાઉ,
સબ અંગકો રંગ ગયો મેરા, બાલમ નિપટ ભયો,
મેરા જોબન જાત વહેયો, કિસે મેં કરમ વ્યથા સૂનાઉં
દેખકર સુંની સેજ અકુલાઉં, હાય બિન પિયા ચેન કહાંપાઉ
મેરા પિયુ ઢુંઢકર લાઉં નહિબિન ખાનપાન મરજાઉં—

## કર્મપ્રભાવ— રાગ ગઝલ.

રઘુબીર સંગ સીતા દરશન દીખા રહીં હય,
કયા ભોલી ભોલી શકલે, નજરોમેં આ રહી હંય,—રઘુબીર

લછમનકે સાથ રામ ખાતે હંય ફીસ મજેસે,
બયફી હુઈ હંય સીતા ભોજન ખીલા રહી હંય-રઘુબીર
અય કૈયકેયી બચનકો, દશરથસેં ફેર લે તું,
તેરે ગુનોસે સીતા બનવાસ જા રહીં હય,-રઘુબીર

મહાભારત—

ડગમગ ડોલે તોરી નૈયારે નાવ પુરાની
પુન્ય ગમાયા પાપ કમાયા સાચકો સજલે,
મોહન ભજલે પાર ઉતારે તોરી નૈયારે
ચલે ન સાથ મ્હે યહાંકી ગાયા યહ
મ્હે કાલ વો હય જીસને કાલકો ભી ખાયા હય
ગઈ જો આયે નહી ચેત સમય આયા હય
ઉસકો ભજલે જીસ્સે વેદનેભી ગાયા હય....સાચ,

રાજા સંભાજી— —:ભજન:—

કાયા કાચી ઘડી; આપણી કાયા કાચી ઘડી,
પલકમાં જાશે પડી, પાપણી પલમાં જાશે પડી,
જોતાં રૂપાળી કાંચન જેવી સ્નેહ ધરીને બહુ વિધ સેવી,
તોયે જાએ જળી—આપણી.
જો એથી ભગવાન ભજાએ, તો મુક્તિનું મંદિર થાએ
નહીં તો કેદ કડી—આપણી

હાજર દાસ હજારો હોયે, સહાય કરે નહીં આવી કોય;
જાએ એકલડી—આપણી.

## ભુલનો ભોગ—

વાગ્યાં હોય તે જાણે હો કામ બાણ વાગ્યાં હોય તે જાણે
ઓલા લંગોટીયા શું પીછાણે-હોકામ બાણ વાગ્યાં હોય તેજાણે.
અલાઉદ્દીનને લાગ્યાં પૃથ્વીરાજને લાગ્યાં ઠંડા થયારે મસાણે.
કરણઘેલાને પાટણમાંહે વાગ્યાં મેં વાંચ્યું ઈતિહાસ પાને હો કામ.
વાંઢા આ લાલજી ફ્કડ વિલાસી, નયનોનાં બાણ મારી જાણે,
ભોળી કોઇ ભેંસબાઇ ભડકી ઉઠે ત્યાં, નાય ઘસી નાખવુંતે ટાણે
હો કામ.

## ભુલનો ભોગ.

પતિ સુખનો નહીં આ ભવે વારો,
અધમ આ આર્ય તણો સંસાર ખારો—પતિ.
વહુ બિચારી કરે વેતરાં, અપજશનો શીર ભારો,
સાસુ નણદી ખુબ સતાવે, હાય દુઃખી જન્મારો—અધમ
સતિ વિરૂદ્ધ પતિ ઉશ્કેરી કરતી અધમાચારો,
દંપતી સુખમાં ભેદ પડાવે, સહેવાં કષ્ટ હજારો—અધમ.

## વીરાટ પર્વ.

કનઈયા મોંસે ખેલો હોરી કરો ના ઠીઠોરી,
ચન્દ્ર બદન નવ નટન ગ્વાલી,ની નયનોકી મતવારી,

લેલે હાતપર માર કુંકુમ કર બહીયાં ઝકઝોરી,—કનૈયા,
અબીર ગુલાલકે બદ્દલ છાએ, ખેલત નંદ બીહારી,
કુંવર કાન મોહે રંગ જો છીડકો, ભીનત સુનરી મોરી–કનૈયા.
સબ સખીયાં મીલ બન બન આઈ કોઇ શામલ કોઈ ગોરી
અપને અપને મન્દીરસે નીકલી સાસ નનંદકી ચોરી–કનૈયા

## કામલતા.

મેં દુનીયાં સઘળી જોઇ, કોઇનું દીઠું ન કોઇ
સ્વારથની જાળ પરોઈ, સગપણ સૌ નાખે ધોઇ
આજ હોય વ્હાલાં કાલ તેજ થાય વેરી,
અજબ સરખી એતો રીત પ્રીત કેરી,
પોતાના સ્વારથ માટે અવરને નાંખે નીચોઈ.

## સતી અનસુયા.

મારે મંદિરે પધારો યોગીરાજ મહારાજ,
ભોજન કરાવું મન ભાવતાં.
ઘેબર ઘારી જલેબી શીરો ને સુખડી,
મોતીચુર ને મેંસુર ભાંગે ભુખડી,
તણુ તત રે કાચલી, વડી તમ કાજ—ભોજન૦
નેહે નીપજાવું શાક ભાત ભાતનાં;
રૂડાં રાઇતાં; બનાવું જાત જાતનાં
અતિ જુગતિથી પીરસું પ્રીતે ધરી બાજ—ભોજન૦

**સુરદાસ.**

દુનિયા હૈ દાસ મેં હું રસીલી માયા
ચિત્ત સંતકા ચુરાયા, જગકો ભલા જીતાયા
નિર્લોભકું લુભાયા, કછુ ના લગાઇ દેરી
નેનોંકા બાન મારી, કહા છુપ ગયેથે પ્યારી,
તારીફ કરે તુમારી નિર્લોભરામ લહેરી....દુનિયા૦

**સરદારબા—**

દશા કરે તે કોઇ ન કરશે, મુરખ કરે અભિમાન,
પ્રાણી બિચારૂં તુચ્છ મગતરૂં, કાળ કથા અનજાણ
હુંપદમાં મરડાઇ મરે પણ ધાર્યું કરે ભગવાન—દશા૦
નિરધનીયા પળમાં ધનવંતા ધની થયા લાચાર
સદા સુખી કે સદા દુઃખી નહિ કોઈ જગમાં રહેનાર
કુંપળ હસ્તી પાન ખરંતાં, તે પણ છે ખરનાર,
સત્ય ટેક ખાતર જે સહેસે; આફત અપરંપાર,
નાથ અમર રાખે તે જુગ જુગ જન્મયું તેજ જનાર,
નાહક અકીન છોડે નીજ જન, સત સાહ્ય કરતાર.

**રાજ તીલક.**

મન મોક્ષની આશા ન રાખીશ તું
સદભાગ્યનો અસ્ત સિતારે છે

ધામ ધરા ધનસંપત ક્યાં છે? ખેલ વિધિનો ન્યારો છે
એક ઉદરને કાજે આજે પ્રાણુ પીડીત નોધારો છે
આ જગમાં સુખનો સૌ સાથી દિવસ વાંકો અમારો છે
નાથ નિરંજન ભવદુઃખ ભંજન અમૃત સાચો કિનારો છે.

સુરદાસ

બોલું ક્યાં મેરે પ્યારેકી બતિયાં
ખોલું ક્યા મેરી છોટીસી છતિયાં ટેક.
ન ધીર ચેન ધરી રેન ચુમિ ચુમિ
બદન શયનમેં દુઃખી કર ડારી
પકરી જુગલ કર, બસન અલગ કર
કિય પર હરી ડર, છત અધરન પર—બોલું૦
મરોર ડારે જોરસોં, મેરે કોમલ અંગ,
ઐસે નિરદય નાથકો, સુપને કરૂં ન સંગ—બોલ૦
ત્રાસ બઢયો તનમે અતિ, હીયકો ઘટયો હુલાસ
એસો જોમેં જાનતી, તો જાત ન પીયુકી પાસ—બોલું૦

અહલ્યાબાઇ—

કર નર સજ્જન જનનો સંગ
જેની સંગત પાપ હટાવે લાવે નિર્મળ રંગ
સ્વાતિ જળનું ઝેર બને જો ગ્રહે ક્રુર ભોરંગ

કરે માછલી તેજ નીરનું મોતી ભૂષણ અંગ
તેથી કર સત્સંગ તજીદે સહુ દુર્જનના ઢંગ
લોઢાને કુંદન કર્તા કર સ્પર્શ મણી સત્સંગ

# ભાગ નવમો,

## સરસ્વતીચંદ્ર—

સુખમાં નવ હુંપદ આણીએ, દુઃખીયાંના દુઃખ કંઇ જાણીએ;
દુઃખીયાં ને સુખીયાં પ્રાણી, પ્રભુનાં સહુ બાળક માનીએ
અપકાર ઉપર ઉપકાર કરે તે માનવી દેવ પ્રમાણીએ
કર્મ બીજાનાં જોઇ, ધર્મ પોતાનો ખોઇ,
આશ્રિત નવ હણીએઃ—સુખમાં.
પશુઓ પણ પર ઉપકાર કરતાં, પરમારથ કારણ દેહ ધરતાં,
નિયમ અચળ ગનીએ—સુખમાં૦

## ગાફીલ મુસાફર—

મત બાંધો ગઠડીયાં અપજશકી;
અપજશકી અઓર પાપરસકી
જવાની દીવાનીકા આંખોંમે નશા હએ,
ઉડેગી પલકમે હોકર ણુ એક ખસકી

દાગ લાગેગા આખીર હામને દીલપર
નજર પડેગી પ્યારી જબ હસકી,

**સત્યપ્રકાશ—**

બાઇ હું તો પરણી તોય કુંવારી,
મને મળ્યો વૃદ્ધ ભરથાર, મારો એળે ગયો અવતાર.
સાસુ સતાવે નણંદ ડરાવે મ્હેણાં સહુ સંભળાવે,
કજોડલાંની કહાણી કહી મને પાડોશણ શરમાવે—બાઇ૦
કુવે તળાવે પાણી જાઉં ત્યાં લોકો પાછળ આવે.
નવી કાકી કયાં ચાલ્યાં કહીને પીટયા મને બોલાવે-બાઇ૦

**શૃંગીઋષી—**

આવો જન્મ મળે નહિ વારંવાર,
કરો પ્રભુ પ્રીતમથી પ્યાર પ્યાર—આવો.
આકળ જળથી કેમ બને કહો, મુક્તા મણીના હાર,
કાયા તમને કાંચન જેવી, ફરીફરી કયાં મળનાર—આવો.
દેહ દેવળના મન મન્દિરમાં, પ્રભુ પ્રીતમના દ્વાર;
કોટીક કામ શ્રાળ છળીએ, ફરીફરી કયાં મળનાર—આવો.

**પુનર્જન્મઃ—**

જખમના દરદો જખમી જાણેરે, વિણુ જખમી શું જાણે,
મરદના આ તો મરદ વખાણેરે, કાયર શું જાણે.

આમ્ર સ્વાદમાં કોકીલ માણે, મેના દાડમ દાણે,
હરખી હરખી હંસ કમળનાં કોમળ તંતુ તાણેરે—
બગલા શું જાણે—જખમનાં.
પતિપત્ની માણે રતિ રસમાં, કામદેવને બાણે,
શું સમજે તે ભોગી જન્મનાં, જે જન મિથ્યા જાણે.
જાણે તે જાણે—જખમનાં.

## શંગી ઋષી—

આલમ તણા બાગાનમાં જ્યાં ચાંદની ચમકી હતી,
બેઠી હતી ત્યાં બાગમાં, એકાન્તમાં ઉર રીઝવતી.
ફુલ વીણતાં કંટક ખુંચ્યા સુકુમાર રમણીના પાયને,
પ્રેમાંથી જન તે કાઢતો, એ ચિત્ર નયનોમાં સ્ફુરે.
મને યોગી મળ્યા, બ્રહ્મ યોગી મળ્યા,
સિદ્ધયોગી મળ્યા ભવબંધ ટળ્યા,
મારા પ્રારબ્ધના, એતો લેખ ફળ્યા,
ભૂતકાળના સર્વ, મેં ભેદ કળ્યા.
સ્નેહ મૂર્તિ સ્નેહાંશી, રાજ મળ્યા,
મારા પ્રારબ્ધના એતો લેખ મળ્યા—મને.

પૃથ્વીપુત્ર---

માળ મોતીડાની મોંઘી મંગાવજો.
કંથ કોડીલા કંઠે પહેરાવજો.
ચોળી કસુંબી રંગે રંગાવજો,
સાડી સુંદર શરીરે સોહાવજો.
હોંસિલા હીરાની બંગડી બનાવજો.
કોમળ કર કુંદનને કંકણે દીપાવજો,
હાર હીરા માણેક મઢાવજો.---માળ

નીત્ય મીષ્ટ ભોજનીયાં ભાવે જમાડજો,
આછાં આછા ફુલડાંની વેણી ગુંથાવજો.
સદન વિજળીની જ્યોતે સોહાવજો,
મીઠાં જાંબુનનાં જાંબુ ખવરાવજો.---માળ:

( મુંબઇની ઇમીટેશન શેઠાણી ! ) રાગ-ગઝલ:--.-

તમે મુંબઇ વિષે આવ્યા, નિહાળી સર્વ હરખાયા
છતાં સાહેબ એ મ્હારા ! જુઓ મુંબઇની શેઠાણી ?
અહા ! મુંબઇની અલબેલી ! છકેલી કંઈક સુધરેલી;
લટકતી લાજને મેલી, જુઓ મુંબઇની શેઠાણી ?
ફરે છે કંથ ઉઘરાણી, લખે નામુ નયન તાણી;
છતાં કહેવાય " શેઠાણી " જુઓ મુંબઇની શેઠાણી ?

પતિ પરદેશમાં આવે, પ્રિયાને પાસ તેડાવે;
પછી વહુ પાંખ ફફડાવે, જુઓ મુંબઇની શેઠાણી !
સ્વદેશે કામ સૌ કરતી, ખુશીથી ખાંડતી દળતી;
હવે રામા વિના રડતી જુઓ મુંબઇની સેઠાણી ?
ઘરે સસરો અને સાસુ ખરચ વિણ ખેરવે આંસુ.
જમે વહુ મિષ્ટ ફરમાસુ જુઓ મુંબઇની શેઠાણી ?
કુવેથી ખેંચતી પાણી, નણંદની સાચવે ભાણી
હવે થઇ રાયની રાણી જુઓ મુંબઇની શેઠાણી ?
ઘણી મુંબઈ તણી નારી બતાવે ડાંઠ બસ ભારી
ભલે વર થાય ભીખારી, જુઓ મુંબઇની સેઠાણી ?
બને મુંબઇની શેઠાણી કરે પઇસા તણું પાણી
રળે વર ટાંટીઆ તાણી, જુઓ મુંબઈની શેઠાણી ?
પતિ શીતેર લાવે છે, સકળ પત્ની ઉડાવે છે,
છતાં દેવું કરાવે છે. જુઓ મુંબઇની શેઠાણી ?
વસાવે નવનવી સાડી, ફુલેલી ફેન્સી ચોળી;
ખરીદે બુટની જોડી, જુઓ મુંબઇની શેઠાણી ?
સુવાસિત તેલને અતર, રૂમાલો રાખતી સતર;
ગણે છે કોણ ત્યાં ગણતર ? જુઓ મુંબઇની શેઠાણી
કબાટો કે તીજોરી ના છતાં દશબાર ચાવીના;
રૂપાના રાખતી ઝુડા, જુઓ મુંબઇની શેઠાણી ?

જશે નાટક તમાશા માં ચાગર સરકસ સિનેમાંમાં;
ગણે મ્હોટાઈ ભપકામાં જુઓ મુંબઈની શેઠાણી ?
સદા નરવી રહે નાડી, છતાં કંઈ જોઈશે ગાડી,
જશે લટકો કરી લાડી જુઓ મુંબઈની શેઠાણી ?
કરે ઘરકામ સૌ ઘાટી—પદમણી પાલવે જાતી;
અહા ? હોંસે હવા ખાતી, જુઓ મુંબઈની શેઠાણી
નથી નારી સકળ એવી, સતી કંઈ છેસીતા જેવી,
દયા સૌભાગ્યની દેવી, અસલ છે એજ શેઠાણી ?
નકલ કરનાર શેઠાણી ? સુણી ના કોપશો વાણી
હસે પરમાર્થિ ને શાણી, ખરી મુંબઈની શેઠાણી ?
અપંગો પર દયા આણી, દુઃખીના દંદ્દોને જાણી;
મદદ દેતાં ન અચકાણી ! અહાહા એજ શેઠાણી ?
સ્થિતિસ્વામી તણી જાણી; વિના "ઘાટી" ન ગભરાણી
શિયળવંતી વિનયવાળી, ગુણી ગૃહરાજ્યની રાણી ?

## નંદ–બત્રીસી— સત્ય શેત્રંજ.

ગંગાજળ નિરમળ સમુ. શુદ્ધ પવિત્રજ સાર,
તેવું ફુળ જો માહરે (તો) પડ પાસા પોબાર.
હંસ ગયો સરોવર તીરે દીઠું અમ્રત સાર;
પીધા વિણ પાછો ફર્યો, (તો) પડ પાસા પોબાર.
સત્ય ચુકે જો સાધવી, ધરા ન ઝીલે ભાર;

તે ગુણ હોય જો મુજ મહીં. (તો) પડ પાસા પોબાર
નામ મુખે અમૃત ઝરણુ ચોર કરે ભંડાર.
કામી પાસ રહે કામની (તો) પડ પાસા પોબાર.
મીઠો આંબો સર્વદા, ઉત્તમ ફળ દેનાર.
સત્ય અસત્ય ઠરે નહિ; (તો) પડ પાસા પોબાર.
વિમળ કમળ વિલોકીને, ભ્રમર ગયો તે ઠાર
દીઠું પણ અડક્યો નહિ. (તો) પડ પાસા પોબાર.
અહલ્યા સીતા દ્રૌપદી સતી ખરી નીરધાર.
તેવું ચિત્તજો માહરૂં (તો) પડ પાસા પોબાર
ભૂખ્યા આગળ જો ધરે, ઉત્તમ ભોજન સાર;
ખાધા વિણ ઉઠે નહિ (તો) પડ પાસા પોબાર.

## રાજકઠીયારાની વાર્તા—(રાજકઠીયારો નોવેલમાંથી

રાગ દોહરો.

ભરતખંડમાં સુંદીરગામ, ક્ષત્રિઓનું મોટું ધામ !
જજ્જા નામે પુરનો ધણી, સ'નામે રાણી પદમણી !
એક દીવસ નિશાએ રાય, પાસે રાણી ચાંપે પાય,
રાતદીવસનો પડયો વિવાદ ! હોડ કરી કીધો સંવાદ !
ચડા ઉતરી બેને થાય; રાજા હઠમાં આવિ જાય,
હાજીહાએ 'હાજીહા' કરી, કાળીરાત અપોરરે ઠરી !
ગર્ભવતી ગુણવંતી નાર, મૂકી રાત્રે વન મોઝાર !

રોતી પીટતી રાણી ગઈ, વનમાં પ્રસુત પીડા થઇ !
જાયો કુંવર કન્હેયો કહાન જાણે બીજો ભુપ નિધાન !
પણ પતિ વિણુ સતીનું મન કચવાય, જુવે પુત્રને રોવાઈ જાય.
રાણી શોક અધિક મનધરે, દીકરો લઇ દક્ષિણ પરવરે,
ભુખ દુઃખના આવ્યાદીન, સતીનું શરીર થાતું ક્ષિણ.
પુત્ર ઉગારી માતા મરે સીદ્ધિ સ્વર્ગ વિષે સંચરે !
મરતાં માદળીયું દીધું હાથ, માતાએ આશિષ સંગાથ,
કુંવર પછી કઠીયારો ઠર્યો પીતા ક્રોધથી કુંવરી વાર્યો.
સતિએ દળદર કાઢયું દુર, ત્યાંથી આવ્યા શ્રી સિદ્ધપુર.
કપટે-કંથ વગડે ઉપડે.-(ને)-સતી સસરાને પાલપડે
કહો જોગી પતી કહાં જઈ રહયા ? જંગલમાં જોગી થઇ ગયાં.
કહો જોગી સસરાનું શું થયું ?-પુત્ર વધુ પર ચિત્ત ગયું.
કુંવર તાતથી કેમ પમાય ?-સતિને પતિનો સમાગમ કયાં થાય.
ઉત્તર સામી આંખ્યો કરો દક્ષિણ સામી પીઠજ ધરો.
જયો પીતા શ્રી જોધાણ નાથ હે સતી તુજ પતિનો હાથ

દીવાન—

હું મદમાતી માનવતી છું પરણ્યાને ગણું પૈનો;
પતી પ્રભુ મારી ભૂખ કહે છે એ પ્રભુ છે કંઇનો
ઘરમાં પીટયા પુરી રાખે સાંકળ દઇ સીધારે,
છતાં બારીએ જો બેસું તો પોકે પોકે મારે.

પરવશ થઇને રહેવું સહાએ એ ન્યાય છે કંઈનોરે–હું.
તહેવારે શુભ વસ્ત્ર સજું તો કહે સાહેબ ક્યાં ચાલ્યાં,
નણદીના વીરાએ બહેની પરણીને ઘર ઘાલ્યાં,
ખરેખરો આ બનો ખુલાસો વેશ ધારીની વહીનોરે–હું.
બધું ખરૂં પણ સર્જનહારે કર્યા પુરૂષને મોટા,
સ્ત્રી સેવા કાજે સરજાણી ખ્યાલ તમારા ખોટા;
થશે હરજાને એક કદી ના કાકાનો ને ફઈનોરે—હું૦

## સતી ઉજળી--

મારા સંન્યાસી સુજાણ, એકજ ભુલ કરી મોંકાણ,
અબળાના બંધનથી છુટી, રાજા સંભાળીની આણ,
હુરે અરણ સમી એ નાર, તું છે બેધારી તલવાર,
ભાગ્યોદય અમારાં એ કે, પામ્યો વેજલ જેવી નાર.
સ્વામી આજ થયો સુખનો પુરો ઉદયભાણ;
વીણા તું હું વેલી, અજલ ઘેલોને ઘમસાણ,
વેજલ બહાર ગામમાં સ્નેહ સુધાના બારે બુડયાં વહાણ
બાબત આમ, હરે રામ (૨)..................મારા.

## ૨૧, માંડલીક–રાગ આશાવળી

હઠ છોડ સખી ચલ સંગ મેરે, તોકે વ્રજમેં કાન બુલાવત હે.
નહી તુમ બીન વાંકે ચયન પરત નહીં, ખાન પાન કછુ ભાવત હે.
મોર મુગટ નહી પહેનત હય, નહીં અંગ સુગંધ લગાવત હે.

તહીં ધેનું ચરાવત જાત સખી, વોહે બંસી નાદ ન ભાવત હે.
કયું એસો હીયો તેરો કઠીન ભયો તોયે લાજ સરમ નહીં
આવત હે.
જાકો જોગીજન ધ્યાન ધરત, બ્રહ્માદિક પાર ન પાવત હે,
તોરી પ્રીતમે ભુલ ગયો પ્રભુતા, તકસીર વો માફ કરાવત હે,
એક બાત ન જુઠ કહું સજની, અબ કયા ઇતના તરસાવત હે.
પિયા માંધોસે બેગે મીલો પ્યારી, રોતો તેરોહી નાજ ઉઠાવતહે.

શૃંગી રૂષિઃ—

ગાન મધુરાં કંઇ ગા અલી રજની ગાન મધુરાં કઇ ગા,
તારલીયા તણો સાલુડો ધારી, કામણગારી ન—થા અલી રજની
ચાંદલીયાને ઉર પર ધારી, એકલડી ન હરખા—અલી રજની !
યોગીજનો સખી સાધે સમાધી, શીતળ સમીર તું વા
—અલી રજ !

માલતી માધવ—

સિદ્ધિનું સાધન ધન સઘળું જાણો પર ઉપકાર,
પાપે પેટ ભરે તે જીવના જીવતરને ધીક્કાર.
સિદ્ધિનું સાધન ધન સઘળું નિજ સ્વારથ મોજાર;
જે સ્વારથ નવ સાધે તેના જીવતરને ,ધીક્કાર.
ચંદ્ર સુરજ નભમંડળ, તારા, પવન પહાડ વળી સમુદ્રખારા
વૃક્ષો પણ આપી જનપર કરતાં પર ઉપકાર—પાપે.

પ્રાં સ્વારથ પોતાનો સાધે; એમાં પાપ જરા નર વાધે,
૧૫ંઅવિણુ માનવ કેરા, નવ પડે કયાંઈ પોબાર—જે સ્વા.
૧રસી મેઘ કરે જળધારા, ધરતી ધાન પકાવે સારા,
પુન્યવાન જન પ્રાણુ જતા પણુ કરતાં પર ઉપકાર—પાપે.

અરૂણોદય—

દુઃખીને દીલાસો દેતો રંકનો બેલી બલી ભાળ લેતો,
સુનાં આંગણાં શોભાવે મારો રેંટીયો રૂડો—
દેશ ઉદયના જાણો ઝીણાઝીણા તાર એના;
નિર્ધનને ઢાંકયા રાખનારો મારો દેવ એ તો—સુનાં.
જીવનના મંત્ર જેવા ઝણુ ઝણુકાર એના.
ભારતનું ભાવી એ ભણાવે ખરો ધર્મ કહેતો—સુનાં.
ચક્ર સુદર્શન જાણો શ્રી ઘનશ્યામનું એ,
દેશની લક્ષ્મી રોકનારો રખેવાળ રહેતો—સુનાં૦

પુનર્જન્મ—

ગૃહસ્થાશ્રમની શોભા સઘળી, નારીથી સચવાય;
તે નારીને કહો નઠારી એ કેવો અન્યાય—ગૃહસ્થાશ્રમની૦
અવનિમાં ઉપજ્યાં બે સાથે, પુરૂષ પ્રકૃતિ રહ્યાં સંગાથે;
વંશ વૃદ્ધિ જેનાં થકી થાય. એથી ઉત્તમ કર્યું કહેવાય;
એ નારીને કહો નઠારી એ કેવો અન્યાય—ગૃહસ્થાશ્રમની૦

નારી વિના કહો કોણ નિપજ્યા, સર્વ ભોમ પણ એથી ઉપજ્યા
ધ્રુવ પ્રહ્લાદ અને યદુરાય, એની પણ નારી મા થાય,
તે નારીને કહો નઠારી એ કેવો અન્યાય—ગૃહસ્થાશ્રમની૦
જગત જે આદ્યશક્તિ, નારી રૂપે પ્રત્યક્ષ પ્રગટી
ગૃહિણી ગૃહદેવી ગણાય, રીદ્ધિસિદ્ધિ ત્યાં દેખાય;
તે નારીને કહો નઠારી એ કેવો અન્યાય—ગૃહસ્થાશ્રમની૦

## કન્યાવિક્રયની ક્રૂરતા—

શ્રી કૃષ્ણ મોરારી છો ગિરિધારી લેજે તું ઉગારી આસરો
તારો છે એક....(૨)
સૃષ્ટિમાં વૃષ્ટિમાં દુનિયાની દૃષ્ટિમાં સર્વનો તું છો એક
સુખકરમાં દુઃખકરમાં મધુકરમાં તરૂવરમાં સરવરમાં તું
છો એક....શ્રી.
જળમાં ને સ્થળમાં ને આકાશે પાતાળે જ્યાં ત્યાં તું છો એક,
સેવકની અરજી લેજે સ્વીકારી, દેજે વિચારી ધ્યાન,
શરણે તારે હું આવી માગું છું, સુંદર સ્વર્ગનું સ્થાન—શ્રી.

## અરૂણોદય—

અજબ સલુણી મારી મરઘાનેણી તેં વાલમ વશ કીધોરે—તેં વાલમ
નયન સલુણા મારા કાન કોકીલા મેં તો આજ સુધારસ પીધોરે,
મને ગરવાળીએ દગો દીધો—તમ પાછળ જોગ મેં લીધો.

ચાલો પ્રીતમ જઇ કુંજ સુહાવીયે, બંસી બજાવીયે રાસ જગાવીયે
આધીન થયો તને હું અલબેલી હ્હાણુ અનુપમ લીધોરે—તેં.
ઘરની વૈરી મને રોજ સતાવે, ભેંસ ભડકી હોય એમ ભડકાવે,
ભણી ગણી પણ ભીંત ભૂલી એણે મનખો એળે કીધોરે.

# ભાગ દશમો.

રાજતિલક—

બની મુંબઈની શેઠાણી, હું મોટરમાં ફરૂં,
તું પ્હેરે જો આ ખાદી, તો હું કબુલ કરૂં,
બનું પાટણની પટરાણી, રે હું મોજ કરૂં, —બની૦
ઘોડાગાડીઓ મંગાઉં, વાડી બંગલા અપાઉં,
પણ ખાદી તો પ્હેરાઉં, તને મંજરી;
સાડી ફેશનેબલ લાવો, મ્હારૂં મનડું મનાઓ,
વળી એરોપ્લેન મંગાઓ, આપી વરદી,
ઉડે અદ્ધર સરરરરરરરર ફરરરર જાય રે હું તેમાં ફરૂં—બની૦
પ્હેરો હોંસે હોંસે ખાદી, પ્યારી એમાં છે આબાદી,
મળે આઝાદી ને જાય ત્હારી શરદી,
પૂરો મ્હારા અભિલાષ, માનો મ્હારી ફરમાશ,
મ્હારૂં દિલડું બનાવી દીધું દરદી,

હૈ-યા—મા-ચરરર રરરર અરરર રરરર થાય રે
હું કેમ કરૂં—બની૦

## સ્વદેશ સેવા—

અમે સહુ એક ઝાડની ડાળ,
નથી જુદાઈ અમે સહુ ભાઈ, એક માતના બાળ,
હિંદુસ્તાન છે દેશ અમારો ભારતી માત અમારી
નવ કરીએ તેને માટે આ જાન અમારી પ્યારી—અમે૦
હિંદુ મુસલમાન; પારસી યાહુદી ખ્રિસ્તી જાત અનેક,
જાત જુદી છો રહી અમારી, પણ અંતર છે એક—અમે૦

## પુંડલીક—

હમણાં તો નથી નવરાશ ગુરૂરાજ, અમે ઘડપણમાં ગોવીંદ ગાશું
મરણ પછીની વાતો કરો છો મોટી, ત્યારે હમણા શું પ્હેરવી લંગોટી
વાત થાય જે ઉધારની તે ખોટી, કેમ શ્યામલાલ
હજુ બાંધવા છે મારે કંઈક માળા,હજુ થાવું છે દશવીસમીલવાળા
ઘર તાજાં કરી કુંકવાં દીવાળાં—કેમ શ્યાયલાલ....સાચુ....ચારઘડ
જ્યારે ચાલશે નહી કાયા અમારી,ત્યારે સાંભળીશું કથા આતમારી
મળે નારી નહિતો રહેજે બ્રહ્મચારી—કેમ શ્યામલાલ ....સાચું

## રા. માંડલીક,

ધન્ય ભાગ્ય મારે આંગણે આવ્યા, શોરઠના શીરતાજ,

વધાવો રાજ કુમકુમ થાળ ભરીને આજ—ધન્ય ભાગ્ય,
ચંદ્ર સુરજ સમ તપો અવિચળ, જગમાં તારૂં રાજ;
અન્ન દાતા તારી જુગજુગ કિર્તી પ્રસરે મહારાજ-વધાવો
સોરઠ તણા સુબા અમારે આંગણે આવ્યા
સુરજ ઉગ્યા સોનાતણા અમ અંતરે આવ્યા
ગીરનારનાર આધાર મારાં ધામ દિપાવ્યાં-ધનભાગ્ય.

## અરૂણોદય—

અણમોલ પળ વીતી જતી, અણબોલ કયાં ઉભાં રહ્યાં,
એંધાણ શાં આપું હવે, વેચાણ દીલનાં થઇ ગયાં;
નીશાનીઓ શાની આપું હવે શ્યામ ?
આપ પૂછો દીલને છો દીલના દીલારામ—
ભાવનાની ભક્તિ તમે સ્નેહથી સ્વીકારી,
પ્રીતિ પૂજારી તમે બાલા ઉપકારી.
આજે ઉદય થયો ભાણ-જીવનમેં આજે ઉદય થયો ભાણ

## છત્ર વિજય—રાગ-ગઝલ (ગોપીકાર)

નથી દીધાં દુઃખો તમને, ન ત્રાસે તમને બાળ્યા છે;
અમારા બાળનો હક દઈ, તમારાં બાળ પાળ્યાં છે;
અમારા દેહનાં દૈવત, નીચોવી તમને અર્પ્યાં છે;
કરાવી પાન પયનાં ને જીવન તમને સમર્પ્યાં છે !

અરે એ હિન્દના વાસી, શું બદલો એહ આપો છો !
બનાવી ચર્મના જોડા, છરાથી ગળાં કાપો છો.

અરૂણોદય—

તમે જો જો ન વાયદા વીતાવજો
પીયુ પહેલી પેસેંજરમાં આવજો;
હાર તોરાથી સ્વાગત શોભાજોરે—પીયુ.
સિલ્કની કીનાર કોઈક વાયલ આછેરાં,
કોઈક નવા નાટકના અચ્છા ઓપેરા
થોડાં હેન્ડબીલ હેરઓઈલનાં લાવજોરે.
એક હારમોન્યમ પેરીસનું લાવજોરે
આવવાનો તાર મને આગળથી આપજોરે
તમે સામા સ્ટેશન પર સીધાવજોરે—પીયુ

વીર કેશરી--

આપ પાપડવાડીમાં પધારજો લ્હેરીલાલ
મંદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલા ચાલ મારી પાડોશમાં તુલસી કયારાનું નિશાનછે.
છજામાં ! તુલસીના ઝાડનું નિશાન છે—લ્હેરીલાલ
અખંડ ને અભંગ આજ સાંજ પહેલા પધારજો.
હડતાળવાળાનું તોફાન છે, જયાં હડતાળવાળાનું તોફાન છેલ્હેરી

જોખમ ભરેલું કામ પુરી પંચાત છે, ધાસ્તી છે ? આફતમાં
જાન છે, મારા બાપની ધાસ્તી છે—લ્હેરીલાલ.

## સુકન્યા સાવિત્રી—

ના તરસાવ (૨) મધુકર ડંખ દઈ કયાં ઉડે,
ફરી ફરી નહીં મળે આવો દાવ—ના તરસાવ.
સ્નાન કરી લે તન સરોવરમાં,
કળશ ચનકના ગ્રહીને કરમાં,
લઈ લે સુખનો લ્હાવ—ના તરસાવ,
ઝાકળનું જળ હોય ન મીઠું, જાણી જમશે કો અજીઠું
તજ તુજ શ્વાન સ્વાન સ્વભાવ—ના તરસાવ.

## છત્રવિજય—

અલી નયન બાન કયાં વાગ્યાં !
મનના મુગ્ધ ભાવ કયાં જાગ્યા ? સાચુ બોલ બોલ બોલ
કોણ રાસકવર મળ્યા પરસ્પર કયાં ? હૃદયે અનુરાયા
લોચનીઆં મદઘેરાં તલસે અધર સુધાર તરસ્યાં,
વશીકરણ કોણે કીધાં આ, વ્હાલ કહે કયાં વરસ્યાં ?–સાચું.
લાલ કોણને લગની શાની, હજી હું બાળ કુંવારી.
ચાલાકી મુકી દો ચતુરા, જાણી ઠગાઇ તમારી

ગઝલ ફખ્ર-

તખ્ત વાલે રહે બાકી ન હુકુમત વાલે
હોકે મોહતાજ પડે સોતે હે દૌલત વાલે
ન વો યુસુફ હે ન ફરહાદ ન મજનું બાપે
કુસ્તએ તેગે અદા હો ગએ ઉલ્ફત વાલે
હાજતેં પુરી કીયા કરતે થે મોહતાજુંકી
કયા હુવે હાયવો હાતીમસે સખાવત વાલે
રાસ આઈ ન ઉન્હે ગુલશને અલમકી હવા
સુરતે રંગે હીના ઉડ ગએ નીગાહત વાલે
નવો હયદર હેં હમઝા હેં ખાલીદ બાકી
નામસે જીનકે લરઝતેથે શુજાઅત વાલે
ચલદીએ ફખ્ર જમાનેસે સુહેલો એજાઝ
કમ નજર આતે હે અબ અયસે ફસાહત વાલે

નાઅત-

સબ હીંદકા ડંકા આલમમે બજવા દીયા કમલીવાલેને
માંગ અપની ઘટાને બીજલીસી ચમકાદીયા કમલીવાલેને
સબ હીંદકો ઉસકી આલમમેં ચમકાદીયા કમલીવાલેને
કાફીર કી ઝબાંસે અલ્લાહ પઢવા દીયા કમલીવાલેને
ઝુલ્ફોંકી લપીસે આલમકો મેહકા દીયા કમલીવાલેને
એક સાંપસા દીલપર આશીકકે લહરા દીયા કમલીવાલેને

કુફ્ફારકે છુટે છુટ ગય બુત દુન્યાકે સબ ટુટ ગયે
જબ લાઈલાહા ઈલલ્લાહ ફરમા દીયા કમલીવાલેને
વો કમલી અજબ લાકીમતથી કીસ નાઝસે હકને સરપે ધરી
સબ ઝરકે હુશાલેવાલોકો શરમા દીયા કમલીવાલેને

## ગઝલે હકીમ —ગઝલ–કવ્વાલી—

મગદુમ અલી મોહમદ, તેરી કલીયરકી નગરીયાં આંખોમેં બસીહે
દુખીયા,હું બહોત લીજો, પીયા મોરી, ખબરીયાં,અબ જાન ચલીહે
નયન.તોરે મતવારે હે, ઓર દીલમેં ઉમંગહે.કયા સાબીરી રંગહે
કયું ન મંચ ઈતરાઉં સખીરી મોરી ચુંદરીયાં સાબીરને રંગી હે,
દુવારે જો તેરે આવું,દીયે ઘીકે જલાઉં બીપતાકો સુનાઉં;
ખુશહો કે ચડાઉં તેરે રોજેપે ચદરીયાં ચેહ મનસે બસી હે,
શાબીર પીયા મુઝકો તો તેરી આશ લગીહે, ગો ડુબ ચલી હે,
મજધારસે અબ પાર લગાદે મોરી નૈયા, તુમ હકક વલી હે,
દશબીશ સખીયોંમે બુરી, એક સખી હું જો દુવારે ખડી હું
ઇન સબકે હાથોસે મોરી ભરદે, ગગરીંયા કયું દેર લગી હે;
જાતે હેં હકીમ આજ સુનો જાનીબે કલીયાર, મગદુમ કે દરપર
ચલ દેખ સખી અબ તું કલીયરકી નગરીયા, કયા ધુમ મચી હેં

## મી. મુરાદેઅલી ઉસ્તાદી ભજન

મદીનેમેં મોહમદ આયો દીલબર સચ્ચો દીનજગાયો.
સરવર સચ્ચો દીન જગાયો—મદીને

જુમ્મેકી રાતકો જન્મજ થયો, અમીના ઘર આયો.
દાઇ હલીમાં પાલના જુલાવે હુરાયે મંગલ ગાયો
અબદુલ્લા ઘર અનંત વધાયો—મદીને
નબી મોહમદ ચલે મેહરાજકુ, ચોથે બરસપે આયો,
ચોથે અરબસે એક શેર ખડાતા, અંગુઠી નબીસે પાયો
મુદત પરદેમે દીખાયો—મદીમે
ઉસ પરદેમેં નબીકું બીઠાયો. અનહક ભેદ બતાયો,
આશુક માશુક દોના હીસમીલ બઠે આશુક માશુક મન
ભાયો. નબીજી મહેરાજસે શીધાયો—મદીને
નુરકી પગરી નુરકા જામા, નુરકી સેજ બીછાયો,
નુરકા સહેરા, નબીજીકે શીરપર, મોતીયન મહ બરછાયો
નબીજી મહેરાજસે આયો—મદીને
કલમા પઢો નીત નુર નબીકા ઇલકે—દીન સોહાયો;
ઇલાકા ઇલ્લ્હીલાહા મોહંમદ રસુલીલ્લાહ કલમા મુખપાક પકાયો
નીરોશા તેરે કદમામે આયો—મદીને

## નઇ ગઝલ—"મેરે મૌલા બુલાલો મદીને મુઝે;"

મેરે મૌલા બુલાલો મદીને મુઝે,
ગમે હીજરતો દેગા ન જીને મુઝે,
કાફલે વાલે સબ ગએ, સંચ હાથ મલતા રહે ગયા,
જાન તડપતી રહે ગઈ ઓર દીલ મચલતા રહે ગયા,

લીયા સાથ ન અપને કીસીને મુઝે, મેરે મૌલા બુલાલો
મદીને મુઝે,—૧

દેખીએ કીસ્મત મે લીખી હે જયારત યા નહીં,
દેખીએ રોઝે પે હજરત બુલાતે હે યા નહીં.
યોંહી સોય હે બારા મદીને મુઝે, મેરે મૌલા બુલાલો
મદીને મુઝે—૨

અય અજલ મત જાન લે યેહે જાન બહોત મુસ્કીલમેં હે,
જાન દુ રોઝે પે—યેહે અરમાન મેરે દીલમે હે,
કોઇ દીન અભી ઔર દે જીને મુઝે, મેરે મૌલા બુલાલો
મદીને મુઝે—૩

હીંદસે યા સાકીયે કૌસર બુલા લીજે મુઝે.
એક પ્યાલા આબે જમજમ કા પીલા દીજે મુઝે,
પડે હીજર મેં પીને ન આંસુ મુઝે; મેરે મૌલા બુલાલો
મદીને મુઝે—૫

યા મોહંમદ મુસ્તફા તસકીન તો કીજે મેરી,
આતીશે ફુરકત મેં જલતા હું ખબર લીજે મેરી
લગ ગએ મોતકે આને પસીને મુઝે; મેરે મૌલા બુલાલો
મદીને મુઝે—૫

ફીકર દુન્યા સેંકડો હંય હશરતે દીદાર હે
મય મુસાફીર હું એકલો તેરિ મદદ દરકાર હે.

કોઇ રાહમેં લુંટે ન છીને મુંઝે, મેરે મૌલા બુલાલો
મદીને મુઝે—૬

માર ડાલા ઇસ વતન ને ઔર હિંદુસ્તાનને,
મુંફ્લીસ ને બેકસીને શૌકને અરમાનને,
દીએ રંજપે રંજ સભીને મુઝે, મેરે મૌલા બુલાલો
મદીને મુઝે—૭

આસ્મા થામે જમીન પકડે વતન રોકા કરે,
મંય ન ઠયરૂંગા ન ઠયરૂંગા કોઇ ચીખા કરે.
કીયા યાદ હે મેરે નબીને મુઝે, મેરે મૌલા બુલાલો
મદીને મુઝે—૮

અરકે હસરત રાત દીન આંખોહે મંય બરસાઉંગા,
નુર ઇન્શા અલ્લાહ આંખોસે મંય મદીને જાઉંગા,
યેહી જાવેંગે લેકે સફીને મુઝે, મેરે માલા બુલાલો
મદીને મુઝે—૯

## ગઝલે—રહમત જાન, અજમેર

જોગીકા બરન હમને લીયા યારકી ખાતીર.
મસજીદમે બને મુલ્લાં તો મંદીરમેં પુજારી
દરગાહો મેં સજાદહ નશીબન કે ગુજારી
હર નગરીમેં ઢુંઢા કીયા બન બનકે ભીકારી
કયા કયા ન કીયા મયને તેરે દીદારકી ખાતીર—જોગીકા.

પંડીત ભી જફરાદાભી સેયાને ભી બુલાએ.
સયારે સનાસો કે ભી દીન અપને દીખાએ
હર અમીલો કામીલ સે વજીફે ભી પડાએ
કયા કયા ન જતન કર ચુકા દીદારકી ખાતીર—જોગીકા.
મજનું કી તરહ ફિરતા હું આવાર હસા બન બન
ઇશ આતશે દીલારાં મેં જલા જલા હે તન મન
ઉસ બુત કી મોહબ્બતમેં બના શીકલે બરહમન
માબુદ રંગે હય મેરી જુન્નાર કી ખાતીર—જોગીકા.
નાં કુનછ મેં પાયા ન ઉસે બાગે અર્જ મેં
કઆબેમેં ભી હુંઢા ઉસે કાશીકે મકા મેં
મસજીદ મેં મીલા ઓર ન મીલા કુએ બુતામેં
દર દર મંય ફિરા અપને ખરીદારકી ખાતીર—જોગીકા.
મુદ્દત સે દીલો જાંસે હું મંય શયદા તુમ્હારા
લીલ્લાહ બુઝા આતશે દીલારાં કા શરારા
બેચેન હુવા જતા હું દીદાર કી ખાતીર—જોગીકા.

## સંસાર લીલા—

ઇશકકે બાજારમેં જુઠી મહોબત લાયેંગે.
લૂટને જોબન જો આયે હયે વહો લુંટાકર જાયેંગે.
મેરી બારા બરસકી ઉમરીયાં જોબનકા ઉભાર હય
અબરૂં તલવાર હય આંખે કટાર હય,

જીસકો દેખા બસ તીર હમને ફેંકા ન્હો બીસ્મીલ—
શીકાર હય.

મેરે સીને પર કચ્ચે અનાર હય.
મુજસે મ્હોબત ન્હો બરછીકી ધાર હય.
દેખ પતલી કમાનસી કમરીયાં સાવરીયાં લાચાર હય—મેરી.

## મંસાર લીલા—  —રમુજી ગાયનઃ—

મંય ઉમર ખાનકા ચેલા કે ધુણો બેટા મેરા
કોઇ ડાકની કોઇ છાકની હો ગામકી પરગામકી
રોચણ કોઇ જોગીની કોઇ લોગીની ઘોબન ઘાંચણ ચુડચલ,
કોઇ ઘરો ઘરોંકા ડેરા કે ધુણો બેટા મેરા અંબંભયબ
ધુપદાન કોઇ લાવો યે સલીયાં ફીર સલગાઓ
બસ જલાકર ખાક કરૂં, ફીર બેઠ મોજ ઉડાવો
આકાશસે પાની બરસે તડતડકે બીજલી કડકે
લેંસાસુરકા સીના ફડકે બસ રખખો ઇસે પકડકે
કોઇ આવો મને બચાવો નમ્મી દેવીના બાવા
આવ્યો ભુત ભાઇ શું ખાવા માંડ્યું ભૂત હવે ઉતરાવા
અબંભંયબ



# ભાગ અગીઆરમો.

કામલતા—

રસ ભર્યું આ જોબન જાય, રસીક રંગીલા વીના;
અંગ ભર્યો આ રંગ સુકાય, રંગ રંગીલા વિના;
સુંદર બાગ શરીરનો, ખીલ્યો છે નવરંગ,
અંગે ફુવારા ઉડતા માળી જ્યાં અનંગ "
ફુલ પ્રેમી રૂપી કરમાય, ખીલાવે કોણ ભોગી રંગીલા વીના.

## મીરાંભજન—ભજન પદ.

નીત નીત ભજીયે તારૂં નામ, તારૂં નામરે તારૂં નામ.
પ્રેમ થકી પ્રભુરે મળ્યા હોજી.
અન્ન ન ભાવે, નેણે:નીંદ્રા ન આવે, સેજલડીએ પધારો
મારા શ્યામ
આની તીરે ગંગા વ્હાલા, પેલી તીરે યમુના વ્હાલા.
વચમાં ગોકુળીયું રૂડું ;ગામરે—પ્રેમ.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,
છેલી બાકીના છે રામ, રામ, રામ, રામ, રામરે—પ્રેમ

ભીષ્મપિતાહ—

જગમાં મેં જોયું દુષ્કરમાં દુષ્કર નારી વશ કરવીરે.

લાખ ટકાનાં લાડ લડાવો આપો ધનની કુંચી,
ફુલ સેયામાં રાખો તોપણ કહેશે મુજને ખુંચીરે....જગમાં
સુવર્ણ કટારે કસ્તુરીનું ખાતર દઈ પોષાય,
અમૃત પાશો તોય લસણની ગંધ કદી નહી જાય રે—જગમાં
હાથીપર અંકુશ કર્યો કરી ઘોડા કાજ લગામ.
સ્ત્રી અંકુશ કરવા ટાણે શું ! હરી ગયો તો ગામ—જગમાં

## સરસ્વતિચન્દ્ર.

હું પરણું કદી નહી પીડા ધરૂં નહીં શીરે કહાપી સંસારની
રહું બાળ કુમારી, સદા બ્રહ્મચારી ભક્તિ કરૂં વિશ્વાધારની.
પ્રીતી તણાં પીંજર વીષે પરવશ થઇ પડવું નહી....
સંબંધીઓના બંધની બેડેથી તન જડવુ નહી........
આ નાટકી સંસારના, દુઃખો મહીં મરવું નહીં.
અમૃત ગણીને વીષયના વીષ પીવાનું મન કરવું નહીં
જુઠી માયાના અંધારામાં હુ ગડુ નહી, રહી વાત હૃદયમાં
વીચારની.

## સરસ્વતિચંદ્ર—

પ્રીતી કરીશું, તરછોડી પરદેશી...હાં છોડી પરદેશી, (૨)....પ્રીતી
ડંશ દઈ અહો ભ્રમર કુમુદને, હો છોડી પરદેશી હાં છોડી
(૨)....પ્રીતી

પુરી પંખીણી પ્રેમ પીંજરમાં આખર મરોડી પરદેશી,
હાં મરોડી પરદેશી........મરોડી પરદેશી........પ્રીતી
ત્યાગી કુમુદ, વન ભટકીયો ભમરા, ભમરા આવ્યો અહીં શું
ફરી દોડી.
હાં દોડી........પદદેશી........હાં........દોડી........પરદેશી....પ્રીતી

ઉડીજા ઉડીજા પંખી, મુસાફર રેન રહી છે. હવે થોડી, પરદેશી
હા થોડી પરદેશી........હા થોડી પરદેશી........પ્રીતી.

## માલતી માધવ

લ્યો સુંદરી સુમનની માળા, જપ કહેજો પ્રણામ અમારા;
માળા નહી પણ વરમાળા, સુંદર વર એ...શરમાળા;
મુખ દર્શનથી મન ચોરી (૨) ચિત હરી ગઇ બાળ ચકોરી,
તમે કિશોર એ નવલ કીશોરી, મટકે મોલાં મટકાળાં....લ્યો

## માલતી માધવ

ચાલ....ચાલ....ઓ....અલબેલી, વળી વળી પાછું જુવે શું પ્રેમઘેલી
તારા ઉરમાં આનંદની હેલી, સાહેલી, તારા ઉરમાં આનંદનીહેલી
મળ્યા હવે ભેગા, ચંપો ને ચંપેલી................ચાલ ચાલ
મારા પગની ઝાંઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી;
(ખીલી જેવી ઢીલી, એવી તું એ છે હઠીલી, હવે ચાલ ? )
( આવીયે છીએ )

## માલતી માધવ–

નાનકડી નાજુક નાર હું બહુ નાનકડી–બહુ નાનકડી. (૨)
મારા વ્હાલાની છું લાડકડી (૨) બહુ લાડકડી (૩)
આંખ તણે પલકારે પટકું છું લાલને–
નાની શું સમજે વ્હાલાના વ્હાલને.
હું તો બધીએ સમજુ છું, જાણી ભોળો ભરથાર તું બહુ માથેચડે
(૩)....નાનકડી

## જગતસિંહ

હું છું રંગીલો જુવાન ફક્કડ અક્કડ ચાલું આમ
જાણું છું વીદ્યા, તમામ, રસીકલાલ મારૂ નામ.
બંદાના રૂપ આગળ માનો, કામદેવ પણ તુચ્છ.
કંઇ કામની પીડા થાય છે, જોઈને મારી મુચ્છ,
એકકો છું, વીદ્યામાં તેથી, પંતિમાં પંકાઉ.
કસસી પુરો ગાવા માંહી, રાગણી ગાઉં,

## મીરાંબાઇ.—

ઉઠ ભાઈ તું બેઠો થાને શું સુતો સોડ તાણી, સમર રામનેજી
રામ નામ છે ભવાબ્ધી તરવા ભજનને સારંગપાણીરે. અવસર
કામનેજી

મારા મારા શું કરે સુત પીતા દારા દેહ.

મુરખ મનવા મોટમ માની માયા માંહી મોહ માંને; માથે છેજી—૯

ઉત્તમ અવસર આજે આવ્યો, ખોટો જાણીશ ખોમાં હીરો હાથે છેજી

(શ્રી રામચન્દ્રને વનવાસ જતી વખતે કૌશલ્યાએ રોકાવા રહેવું તેનુ )

ભજન.

આજ રહો મોરે પ્યારે રઘુવીર; આજ રહો મોરે પ્યારે—રઘુ,
જો તુમકો બનબાસ દીયો હે, કરીયે ગમન સકાલેરે—રઘુ.
રઘુવર કહે સુનો મેરી જનની, યહ વૃતનીયમ હમારે;
અબ ન રહું ઘર માત કોશલ્યા, દશરથ બાચા હારેરે—રઘુ.
સીતા સહીત સૌમિત્રા નંદન ભયે કુટુંબસે ન્યારે;
તુલસીદાસ પ્રભુ દુર ગમન કીયો, નયન વહે જલધારેરે—રઘુ.

સુરદાસ—

આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં.
શાન્તિ પામ્યું છે મન માહરૂરે આજે—આ. તારા.
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી
ધન્ય ગુરૂ ચિન્તામણી મારૂરે આજે.—આ. તારા
ભક્તિ ભગવાન કેરી કરતાં હમેશાંજી.
થવાનું ત્વરાએ શુભ તારૂરે શાણા—આ. તારા.

અનસુયા—

આંખ વિના અંધારૂં રે સદાય મારે આંખ વિના અંધારૂં
કોઈ કહેશે લાલ લીલું. આ ધોળું ને આ પીળું.
મારે મન સઘળું કાળું કાળું રે [૨) સદાય
કોઈને જગ લાગે સારૂં કોઈને લાગે નઠારૂં, મારે મન જીવતર
ખારૂં ખારૂં રે—સદા.

નંદબત્રીસી—

આ સ્વપ્ના સમ સંસાર સમજી હયોને શાણા.
દુર્લભ માનવ અવતાર, અવની સહી ઓરાણા,
બાળપણું રમતા ગુમાવે, જુવાનીમાં લંપટપણું ભાવે:
વૃદ્ધપણાએ જીવ લોભે તણાએ રટે નહિ કીરતારરે,
મરણ શ્વાસ જવ ચાલુ થાએ કૃત્ય કુંડા નજરે ઉભરાએ
પીડાય ભારે, પસ્તાય પાપી તારે, આંસુ વહે ચોધારેરે:

પવીત્ર લીવાવતી-

અવર મદન અલબેલો, આતો અવર મદન અલબેલો, અ.
શરદ પુનમના સુધાકર સરખો આજ નગરમાં ઉગેલો અ.
મનોહર કસ્તુરીયા મૃગ માફક જોઉં ઝરૂખે ઝુકેલો અ.
હું નીરભાગી નાથે તજી મને વેશ્યા અવાસે વસેલો. અ.
મન ગણીકા ધરણીતલ તુજને પ્રીય કર્યો મમ પરણેલો. અ

ચન્દ્ર ચકોરને મધુર મેઘ સમ મુજ મન રંગ રહેલો. અ.
મહીયારી વેશે નહિં જાણે, મમ છળ છેલ છબીલો, અ.

સુરદાસ—

અરે રંગ જે લાગ્યો તે લાગ્યો, શીદ સાંવે ફરી જે જાગ્યો....ટેક
હંસોની ગતી હંસો જાણે, કાગ ન કાંઈ પીછાણે.
ઘાવ રહિત ઘાયલની ગતીને જગમાં કયાંથી જાણે....અરે.
દરદી વીણ દરદની દશાને લક્ષે કોઈ ના લાવે.
સુર સજનનો રંગ ના ઉતરે. અમિત ઉઘાપી આવ્યે....અરે.

—મીસ ગોહર—ભૈરવી ઠુમરી. તાલ ત્રીતાલ—

નાયક લીયે ગબનવા મોરારે, મોરા નાહકલીયે ગબનવી મોરારે,
જબસે ગયે મોરી શુદ્ધ હું ન લીની બીતો જાત જાત
જોબનવા મોરારે.

મી. મહમદહુસેન. રાગ યમન કલ્યાણી તાલલાવણી

અબ નાબને ગિરધારીરે હમારી તેરી, ગિરધારી વનમાલી—
અબ નાબને

શાલ દુશાલે આપતો ઓઢે હમે ઉડાઈ કારી કમરીરે. હમારી

ઉદયભાણ—

અહો દીલદાર જરી દેદાર દિવાનાને દેખાડોને
અરે લટકી અધર પટકી મરૂ પટકી જીગર ખટકી

અરે આધાર સુધારસ સાર ચતુરાને ચખાડોને—
મુખે અટકી મધુર મટકી અરે છટકી અધર છટકી
" દીલની થાપણ ઓળવી, ઘટે ન કરવી ઘાત;
સાખી—" પ્રાણ કહો તો પાઠવું, વાલમ કરવા વાત.

## મીસ અચ્છનઆઇ–રાગ મહાડ, તાલ, દાદર–

પીયાસે સખીરી નયનાં વગો અરે હા પીયાં.
અમી હલાહલ દમભરે, સેત સ્યામરત નાર,
મરત જીવત ઝુકઝુક પરત જીહી ચિતવત ઇકવાર–પીયા

## સુબસુરતબલા–

હાંરે કાંઇ બાંકો સિપૈયા લુભાય ગયો.
હાંરે મોરે જીહિયામેં, સમાય ગયો.—હાંરે
તન મનબારા જોબન પ્યારી હબબ વારૂંજી વરવા.
સૈયા દિવાની બાબા એકે, સોહયે ગયો—હાંરે
કાંઉ ઓર કુછ સુંજ નહિ, અતેશી ઝલક દીખાયે
યે બસે નયને મેં મોરે રાખું પલક છુપાવે.
યા અબતો હે ધ્યાન એહી ઉનપર કુરબાન ગઇ
તન મન ધન વાર દઇ છુપાઈલી, મોરે મન લુભાય ગયો



# ભાગ ૧૨ મો.

## જાળંધર સતી વૃંદા—

જા, જા, અલી શરમાવે, શાને ઠાલી; સતાવે રીબાવે શું આમ
પીયુ પંખી વિણ યૌવન ઉપવન સુનું,
રસના ભોગી વીણ, સરવે સુનું....સુનું.
મદ ઘેલી અહીંથી જા જા, રસઘેલી અહીંથી જા જા.
લટકાળી, ચટકાળી, મટકાળી, મતવાળી................જા. જા.
બીચારી પ્રેમઝરા કયાં ઉભરાવે, નાવલિયા સંગ બાલા
ઝરણું ઝરાવે.
મને શાને સતાવો (૨) મન મુંઝાય; અકળાય દુ:ખી થાય.
જા જા

## બાજીરાવ પેશ્વા—

જોબન રંગે રંગાતી. છાતી, સુપકવ અનાર.
છાતી સુપકવ અન્નાર, હીરાનો હાર, શોભીત સુખકાર,
કટી કેશ ભારે લચકાતી, વાયું વેગથી હું વહી જાતી.
ગાલ આ લાલ શા, રંગીલી છબીલી હું નાર,
હશે પુન્યશાળી કોઇ મને ચાહનાર.............રંગાતી.

## મુદ્રાપ્રતાપ—

સતી તણાં સુખ સો પતિ ચરણે પતિ વડે ચુડી ચોટલો (૨)

પતિની રહે અળગી પીયર તે બાપનો આંખે પોટલો (૨)....સતી
પીયરનાં નકામાં, મીઠો સુકો સાસરીયાનો રોટલો(૨)....સતી
મહીયરનાં રંગ મહેલ નકામાં, રૂડો અઢી ગજ સાસરીયાનો
ઓટલો (૨)...સતી

મુદ્રાપ્રતાપ—

ગીત વખતનાં ગાવાની ગત, પુછી જુઓ ગાનારાને,
જેવું તેવું ખાવાની ગત, પુછી જુઓ ખાનારાને
મહાજન મોટા થવાની ગત, પુછી જુઓ થાનારાને;
વીણ બોલાવે જાવાની ગત, પુછી જુઓ જાનારાને

મુદ્રાપ્રતાપ—

સખી કોયલ ટોકેરે ટીહુ ટીહુ સાદ કરી—ટીહુ સાદ કરી (૨)સખી
શુભ શુકન વીલોકેરે હૈયે બહુ હેત ધરી (૨) સખી.
પતિને મળવાનીરે આતુરતા છે મનમાં ઘણી. (૨)
હોંશ હઈડાની છાનીને, પુરી થાશે ઓરમણી (૨)
પુણ્ય પુર્વનાં સાચાંરે રૂડા નર વરને વરી
સખી આપણુ પાંછાંરે, હવે ક્યારે મળીશું ફરી (૩)....સખી

મુદ્રાપ્રતાપ—

ઉભા રહો ! ઉભાં રહો ! ઉભાં રહો જરાય ! ઉભાં રહો જરાય !
ન મારાથી ચલાય........ .... ........... ...........ઉભા રહો !

(કેમ શું ! થયું) વાગ્યો કાંટો ઝીણો; તેથી ઉપડે ન પાય.
અરરર........દુઃખ બહુ થાય........ઉહુ ? ખુબ બળે લ્હાય,
જાણે પ્રાણ મારા જાય....અરર ઓય....ઉભા રહો.

બુદ્ધદેવ

તું છાની છાની નયન તલસાવે સખી શાને.
તું ધીમી ધીમી પ્રિયતમ પાસે અલી જાને,
તું ધીમી, ધીમી (૨)—તું છાની
રસકુંજની વીહારી, તું છે શાણી સુકુમારી,
વહેલી અધરસુધા જઈ પાને, તુ વહેલી, વહેલી (૨)—તુંછાની
હાં, હાં, મીઠી દ્રષ્ટી મીલાવી, હાવભાવથી રીઝાવી,
સ્નેવ રસમાં ભીજાવી સુખી થાને.
રસિકડી તું રસમાં (૨)—તું છાની.

બુદ્ધદેવ

ફુલની પાંખડી લ્યો પ્રાણ—ફુલની.
ગણી અંતરની ઓળખાણ—ફુલની.
શ્યામ સલુણાં, અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નગિના પરિમલ ભીંના, મનમાન્યા મેહમાન–ફુલની
સાણા ઝાઝું શું કહીએ સમજુને, સખી નયનના બાણ
વમળ વમળ આ સરોવર જળનું,ભોગી ભ્રમર સુજાણ–ફુલની

**બુદ્ધદેવ**

પીયુ પીયુ પોકારતીરે, પપૈયા વધુ ગુરે વનમાં,
વીરહ અંગાર ઉઠે તનમા અતિશય બળી રહી મનમાં–પીયુ
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય
ઝુલતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ન્હાંય-પીયુ.
બાળા રસાળી અંતરે આકુળ વ્યાકુળ થાય;
નમ્ર નવોઢા નૌતમ રમણી, રસિક નરવર ન્હાય
કંઅણી દુઃખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં–પીયુ

**બુદ્ધદેવ**

વીષથી ભરેલા જગમાં, અમૃત બતાવો સાચું,
જ્ઞાની પંડિત સહુને વિનવીને યાચું—વિષથી
કોઈ કહે ચન્દ્ર પાસે, કોપ કહે સ્વર્ગમાં છે.
દેવો મથે દરિયા વાંસે, પાણી જોઈ પાછા નાસે;
ભરૂંસે ભુલ્યા છે સઘળા, મનેપણએ લાગે કાચું–જ્ઞાની
અમીના ઉછળતો સાગર, સુધાભર્યો રસ રત્નાકર
અનુપમ સ્વર્ગીય સાકર, મળે પ્રભુપદ રજ પાસે.
પરીક્ષાને જો ઇચ્છે તો પ્રેમી થઈ તપાસો સાચું–જ્ઞાની

**પિતૃભકત પુંડલીક**

મને તું માફ કર શાણી વચનપર ફેરવ્યું પાણી,
ખરે હું કુર છું પ્રાણી, ગુન્હેગારી અમારી છે.
લફંગા છો ધુતારા છો, ઠગારા આપ છો પુરા.

અધુરા લે શના ભાશે।, હ્રુદય માંહી કટારી છે,
જગતના પાપની ઉપર, અત્યાચારી ક્રમારી છે.
જાણ્યા રાંડે રનત જેવાં, ખરેખર આપને બેટા.
લડે છે શીંગલા ખોટા ભયંકરતા થનારી છે
અમે મસ્તાન પંખીડા અમે મ્હોબત તણા કીડા.
વડીલો પણ હતાં એવાં કબુલાત એ અમારી છે.
રૂપાળી જોડ છે ઝામી, ટળી બાપા થયા સ્વામી.
રહી ના લેશ પણ ખામી, કહો (આ)છેડ સારીછે.
ઈજારો તો નથી લીધો, રસીલી આજ નખરાને.
હવે ના તલસાવ, ના પ્યારી વિરહની આ બીમારીછે.

## વિણાવેલી

સુન્દર શ્યામળીયા નામ, જપીસ નિત્ય તારૂં સુ૦
મનહરના મળીયા, કાશી કરવત ધારૂં—સું૦
શામળા શણગાર તમારા, કાળજું હયું કામણગારા;
વીનવે કરગરી દીન દારા, દર્શન દો દીલદાર તમારા.
ક્યાં હું કહું, દુઃખ મારૂં, સુન્દર શામળીયા.
આસપાસ નહીંવાસ નિહાળું અહિંહા ત્રિભુવન બાસ્તુ કાળું;
નિરખું નહીં મુખડું સારૂં, જઇ હીમાલય ગાત્ર હું ગાળું;
સાક્ષી દેવ દયાળું,—સુન્દર શામળીયા,

હરિચંદ્ર— રાગ ભૈરવી

રતિ એક સ્વપ્નાં, નયને બદ નાથ પ્યારે. આજ દેખા.

જાય પહુંચી મય એક દેશશે, હય રાજ્ય દુર હો જાતે ઉસકા
તાજ દેખા
જાતે ઉસકા તાજ દેખા. લુંટ જાતે સબ તાજ દેખા,
સુખપર મરતે ગાજ, દેખા—રાત
રાજ તારાજ દેખા. તાજ મહુતાંજ દેખા.
રાજાકો રાજકો આફતમે. અયે સરતાજ દેખા.—રાત

ક સવયુ—

રમીએ આનંદમાં હરિ રસ સંગમાં રહી રંગમાં–બંસીનાદ સુણી
સુતી જાગી; નીંદ બીક ભાગી, ભીજી પ્રેમ રસમાં–રમીયે,
રૂડી ચાંદની પ્રકાશી શરદ પુનમની.
રંગે રસ ખેલો સંગે સુંદર શ્યામની,
"સુખદ સંગ શ્રી કૃષ્ણ, સુખદ શ્રી વૃજવન
સુખદ શરદની ચાંદની સુખદ સફળ જીવન"–રમીયે
આવી અંકુર મહિ, નવલ કુશમ કળી,
રેજો લાલા ભારમાં, રસ લેતાના છળી.
પ્રીતમ સ્પર્શ થતાં સમ્યું, દેહતણું અભિમાન
વિસરી હું પોતાતણું ગોવિંદમાં ગુલતાન,
આવો આવોને આજ, રસ ઝીલીએ, રંગે રમીયે મલ્યા
મોહનજી
થાસો ન અળગા ઘડી જગજીવનજી, રસ ઝીલીયે રંગે રમીયે
મળ્યા મોહનજી—રમીયે

કામલતા—

પીયુ પરદેસીને કહેજો પ્રણામ હમારા, (૨) કેજો કે ગઇ તુજ
દારા—પીયુ
કહેજો. મને તજી દીધી તેમ બીજીને તજશો નહીં.
કોઇ પ્રીતી વસ અબળા બીચારી, ભોળીને ઠગશો નહીં.
કહેજો તને સંભારતી, વિષપાન કરતી હતી.
છેલ્લો નીકળતાંજ શ્વાસ, તારૂં નામ એ જપતી હતી,
કેજો કે દાસી થઇ અન્ય જન્મમાં, સેવીશ પોંચુજી કોમળ
ચરણ તમારાં—પીયુ

ઉદયભાણ—

અલબેલા લકકાળ વ્હાલા. પ્રીતમ ઠાકોર મારે મન વશીયા
રસઘેલા રીસાળા બેઠા દેહના દેવળ માંહી રંગ રસીયા.
પ્રીતી પંચામૃતે પાતળીયા પખાળું વચનને ફુલડે વધાવું
હેતના હીંચોળે હળુ હળું હીંચાડું હોંસે હસીને હસાવું
શ્રંગાર સજી સજાવું ભાવે ભોજનની થાળ ધરાવું.
હેઠનું કચુંબર રીથનું રાયતું, ચામઠાઇ ચટણી વ્હેમ શાક
રાયતું;
બરફી પેડાને મહેસુર પ્રેમ ભાવનાં, ધારી કચોરી પુરી શુદ્ધ
સ્નેહ વાસના
ભાવના ભુખ્યા ઉઠયા, દેવલ દે વાસના. પેંડા પરસાદ
વ્હેચું છુ ઉલ્લાસના—અલબેલા

## ધના ભગત—ભજન

રામબાણ વાગ્યા હોય તે જાણે, ઓલ્યા મુરખ મનમાં ન આણે
ધ્રુવને વાગ્યાં, પ્રહલાદને વાગ્યાં, ઠરી ન બેઠા ઠેકાણે.
ગર્ભવાસમાં સુકદેવને વાગ્યાં એવું વેદ વચન પ્રમાણે—રામ
મોરૂદ્ધજ રાજાનું મન હરી લેવા, મ્હારો વ્હાલો આવ્યા જે ટાણે
લઈ કરવત મસ્તક પર મેલ્યું પત્ની પુત્ર બેઉ ટાણે—રામ
મીરાંબાઈ ઉપર કોપ કરીને ઓલ્યો રાણોજી ખડક તાણે
ઝેરના પીયાલા મ્હારા ગીરધરલાલે, આરોગ્યા અમૃત ઠેકાણે —રામ
નરસીંહ મહેતાની હુંડી શીકારી, વ્હાલે ખેપ ભરી ખરે ટાણે
આગળ સંત અનેક ઓધાર્યા, એવું ધનો ભગત ઉર આણે —રામ

## કબીર ભજન—

રામ સુમીર, રામ સુમીર, રામ સુમીર ભાઈ રામ
રામનાથ સુમરીન બીન બુડત ભવમાંહી.
બીનતા સુત દેવ ગેહ સંપણી સુખદાઈ.
ઈનમે કછુ નહિ તેરો, કાલ જાત ખાઈ, રામ.
સુકર કુકર યોની ભ્રમત, તોઉ લાજ ન આઈ,
રામનામ છોડી અમરત કાહેકો હો વીશ ખાઈ. રામ.
અજામેલ ગજ ગણીકા, પતિત કર્મ કીને;
વોભી ઉતર પાર ગયે, રામ નામ લીને, રામ.

સતકર્મ સજી સુધર્મ, રામ નામ લેહી;
ગુરૂ પ્રસાદ જનકબીર, રામ કર સ્નેહી.

સુરદાસ

સેવકની અરજી સુણી ધીરા, વગર વિલંબે ધાવો,
દયા દીન પર, દીન દયાળુ, લાલ ઉમંગે લાવો.
વૃજવલભજી, સુજને વ્હાલા,
કીંકર હું કરૂં કાલાવાલા, આ બાળકને બચાવો—સેવક.
કરો સજીવન સ્નેહ ધરીને, મદનમોહન પ્રભુ મારા,
નીરધાર નારીના દુખને, નટવર કરજો ન્યારા;
અવિનાશી આધાર તમારો;
અવરકોણ છે અમારો, પરશે નાથ બતાવો.

હોરંગી દુનિયા-----

ઓ દાસી બનું પીકી, લગન હો જો જીકી;
નહિ થાનું કીસીકી, બસ ન માનુ કીસીકી;
વરૂં, વાપે તન, જન હો સુજન, કમલ બદન ફુલત મોહન
દાસી.
દીપક બીન કટી બીમલ કમળપર અંગ પતંગ ન જારે
એહી રીતી રીતી રતી કુમતીકી, બસ કીકી આતનીકી નહી
નકી, દાસી

સમાપ્ત.

# બુકસેલર-મંગળદાસ જોઇતારામના પુસ્તકાલયમાં વેચાતાં પુસ્તકોનું સુચીપત્ર.

દેવતાઇ પલંગ ક્રીં. રૂ. ૦-૮-૦.



ચંપા શેઠાણી ક્રીં. રૂ. ૦-૮-૦.

તમામ જાતનાં પુસ્તકો કીફાયત ભાવે વેચનાર.

બુકસેલર-મંગળદાસ જોઈતારામ.

રીચીરોડ-અમદાવાદ.